# શાહજાદી શાહેરા.



પ્રકાશક,

શાહ મગળદાસ લલ્લુભાઇ બુકસેલર.

લીમડાચોક-સુરત.

સને ૧૯૨૧

શ્રી નારાયણ પ્રિન્ટીંગ પ્રેસ લીમડાચોક-સુરત.

કીંમત સવા રૂપીઓ.

આ બુકના પા. ૧ થી ૧૯૯ ના પેજ અમરેલી ( કાઠીયાવાડ ) અબદુલ્લા ઈસમાઇલે પોતાના **ઇસલામ સદ્ર** પ્રિન્ટીંગ પ્રેસમાં છાપ્યા.

આ બુકના આગળના પાન ૮ **સુરત** લીમડાચોકમાં આવેલા પોતાના '**શ્રી નારાયણ**' પ્રિન્ટીંગ પ્રેસમાં **મંગળદાસ લલ્લુભાઇએ** પોતાને માટે છાપી ત્યાંથીજ પ્રગટ કરી. તા. ૨૧-૪-૧૯૨૧

# વેરાગે ઈલ્મ.

અથવા

## સંસારનો સાથી.

આ કીતાબના વાંચનથી એક માણસ પોતાના સંસાર, વ્યવહાર, ઘરબાર અને પોતાની ઓલાદને, માલ મીલકતને, સગા વ્હાલાંઓને અને એકંદરે દુનીયાના ઘણાંક કામોમાં ફતેહમંદ ધોરણો રચીને પોતાની જીંદગી સુખી સંતોષી અને આનંદી બનાવી શકે છે. ખરેખર આ કીતાબ જીંદગી ભોગવવાનો એક સાચો ભોમીયો છે પાકું સોનેરી પુઠું કીંમત બે રૂપીઆ. પોસ્ટેજ અલગ.

ઉર્દુ ઝબાનમેં !          ઉર્દુ ઝબાનમેં !!

ગઝલ કવ્વાલીયોંકે શોખીનોકે લીયે

# "દીલખુશ કીતાબો"

---

| | |
|---|---|
| ગઝલે મેહફીલ ઉર્ફે પરસ્તાને કવ્વાલી. | ૧-૦-૦ |
| ગહેફીલે મંજીલ ઉર્ફે ગોહરે કવ્વાલી. | ૦-૧૨-૦ |
| ચમનમેં પુરબહાર ઉર્ફે કવ્વાલીઓ ગુલઝાર. | ૦-૪-૦ |
| ગઝલે બહાર ઉર્ફે ગુલશને કવ્વાલી. | ૦-૪-૦ |
| પરસ્તાને મુંબઇ ઉર્ફે બહારે બુલબુલ. | ૦-૪-૦ |
| ગઝલે દીલાગમ ઉર્ફે દીલખુશ કવ્વાલી | ૦-૪-૦ |
| ગોહરે ઇસ્ક ઉર્ફે બુલબુલે કવ્વાલી. | ૦-૪-૦ |

મળવાનું ઠેકાણું

બુકસેલર લલ્લુભાઈ નારણદાસ

લીમડાચોક-સુરત.

# શાહજાદી શાહેરા.

## પ્રકરણ ૧ પહેલું.

### ખરી ખુબસુરતી.

" ઉસમાન, તું કહે છે કે તેણી ઘણીજ ખુબસુરત છે. ?"

" હા, હું તેણીને ખુબસુરત ગણું છું. ખુબસુરતીના બાબમાં દરેકના વિચાર જુદા જુદા છે, અને તે તેઓને મુબારક છે. ખુબસુરતીના ઘણાજ પરેસતારો પણ સંપૂર્ણ ખુબસુરતી કેવા પ્રકારની હોવી જોઇએ, તે કહી શકતા નથી. જો એક માણસ પોતે મંગોલીઅન હશે, તો તે પહોળા અને ચપટા ચહેરા પસંદ કરશે, અને તે આંખ નીચેના ઉપસી આવેલા હાડકા, નીચું કપાળ, મોટા કાન, નાના પગ અને સાંકડી આંખો, પસંદ કરશે. સીથીઓમાં જાડા માથા, જે શણગારવાને નાળીએરીના

પાંદડાં, અને જાડા હોઠ, ખુબસુરતીની નીશાનીઓ છે; પણ જો સઘળી ખુબસુરતી ઉપરાંત એક સ્ત્રીના નાકમાં મોટી વાળી હોય છે તો તેણી એક ફાંકડી ઓરત લેખાય છે. પણ ચકચકીત કાળાં આંખો સફેદ મુખડો અને ટુંકામાં આખા બદનનો સુંદર ઘાટ, એ બધા એક તુર્કી ખુબસુરતીના ભુષણો છે. જો એક તુર્કી અબળા પાસે એકાદ વીંટી હશે તો તમે તે આંગળીપર પસંદ કરશો અને નહિ કે નાકમાં, પણ જે અબળાની ખુબસુરતીની હું તારીફ કરૂં છું, તેણી ખરેખર ઘણાજ આલા પ્રકારનું હોસન ધરાવે છે. ફાઝીલ, જો કે તું કુદરતી ખુબસુરતીનો પરેસતાર નથી, તોપણ જો તું તેણીને જોવા નશીબવંત નીવડે તો ખરેખર તું મારા મતને મળતો થાય."

ઉસમાનના મોઢે હદથી જયાદા એક અબળાની ખુબસુરતીની તારીફ સાંભળી ફાઝીલ ઔાર બી વધારે અજાયબ થયો. તેણે પાછું પુછયું "તેણી ખુબસુરત છે, અને વળી તુર્કી બોલી પણ જાણે છે?"

ઉસમાને જવાબ આપ્યો "હા, તેણી તુર્કી સારી છટાથી બોલી જાણેછે. આ વાતેજ મને પણ તારી માફક અજાયબીમાં ગરક કીધો છે, અને જેમ તું કહેવા લલચાય તેમ મને હંફાવ્યો છે. જ્યારે ચહેરાના પગમાંથી મેં કાંટો ખેંચી કાઢયો, કે જે ઘણોજ સુંદર હતો-પમ, અને નહિ કે કાંટો,-ત્યારે તેણીએ પહેલા તો પોતાની અરબી ભાષામાં મારો ઉપકાર માન્યો. અને પછી મારી અજાયબી વચ્ચે તુર્કીમાં પણ મારો પાડ માન્યો! ખરેખર એ અજાયબી જેવું છે, નહિ?"

"ઘણીજ હેરત ઉપજાવનારી વાત છે." પાઝીલે જવાબ આપ્યો, "પણ તારૂં મગજ સાબુત હાલતમાં રહે એ વિષે હમણાં મને જરા ધાસ્તી લાગે છે. ખરેખર તારી વાર્તા તો પેલા સીધી ગુલામને મળતી આવે છે. નાયબ નાદીર, આ વિષે તમારો શો મત છે?"

જે માણસને નાયબ નાદીરના નામે બોલાવવામાં આવ્યો, તે પહેલાં તો કાંઇપણ આનો જવાબ આપ્યા વગર એક બે પળ વિચારમાંને વિચારમાં

પોતાનો હુક્કો ગગડાવતોજ રહ્યો: પછી તેણે શાંત રીતે જવાબ આપ્યો.

"હા, પેલા સીધી ગુલામની જેવીજ વાત બની છે. પણ હું ભુલતો ન હોઉં તો પેલા ગુલામે એક સિંહના પંજામાંથી કાંટો ખેંચી કાઢયો હતો. કે જ્યારે આ ખુબસુરત કહેવાતી અબળા કાંઇ સિંહણ નથી. પણ અમીર ઉસમાન તમે સાવચેતીમાં રહેજો; તેણી કદાચ પોતાને એક સિંહણ તરીકે સાબીત કરશે!"

આ કઠણ બોલો સાંભળી જુવાન ઉસમાન બોલ્યો "તમારા શબ્દો એક માણસને ધ્રુજાવવા પુરતા છે. વાત ઠંડી પાડવાની તમારી રીતો ઘણા ક્રુર પ્રકારની છે. ઓરત જાત વિષે બોલતાં તમે એક પણ સારો બોલ વાપરતા નથી. ટુંકામાં નાવબ નાદીર મને સાફ તમારા મોઢાપર કહેવા દો કે તમે અબળા જાતીને ધિક્કારનારા છો."

નાદીરે આનો કાંઇપણ જવાબ ન આપ્યો. તેણે હુક્કો ગગડાવવો ચાલુજ રાખ્યો, અને આગાઉ સાફક મુંગોમંતર થઈ બેઠો.

આ ત્રણે પુરૂષો એકજ તંબુમાં રહેલા હતા. નાદીર એક ઘણો એકાંત માણસ હતો. તે કોઇ સાથે ભેળાતો નહિ તેમજ વાત પણ ન કરતો, અને જે અજાણ્યા બહોળા દેશમાં તેઓ શોધખોળ કરવા ઉતરી પડયા હતા, તેના એકાંતપણામાં નાદીરનું એકાંતપણું બમણું જોશથી ઉભરાઇ નીકળેલું લાગતું હતું. જો કે તે જુવાન હતો, પણ તેના માથા અને દાઢીમાં જગેજગ સફેદ બાલ નજર આવતા હતા. તેના કપાળપર ફીકરની ઉંડી લીટીઓ દેખાતી હ તી. અને તે હુકકાના ગોળને ગોળ આકારમાં ઉંચે ચઢતા ધુમાડા વચ્ચે તેની આંખો ભારે અને સુસ્ત જણાતી હતી–તેની આંખોને ઉંઘની જરૂર હતી. પ ણ તે ઉંઘથી બેનસીબ હતો.

આપણી વાર્તાના બીજા બે જુવાન્યા ઉસમાન અને ફાઝીલ કોણ અને કેવા છે તેની નોંધ લેવી અહીંઆ આવકારદાયક થઇ પડશે.

ઉસમાન એક અમીરી ઓલાદનો જુવાન્યો હ નો. તેનો પેદર ધરતઓલમાં એક મોટો અમી ર કહેવાતો હતો, અને તે પૈસે ભરપુર હતો. જેટલો

તે અમીર હતો તેટલોજ તેનો દિલગુરદો પણ અમીરી ખવાસનો હતો. પોતાની એક પુરી જીવથી જ્યાદા ગરીબ બ્હેનની મરતી વખતની ખાહેશીબર લાવવા તે બંધાયો હતો. તેણીની એક પુરી ચહેરેનમુન દી કરી નરગેશને તેણે પોતાના આશરા હેઠળ લીધી હતી. અને જેણી મોડે યા વહેલે જુવાન ઉસમાનની મહેરદાર થવા સરજાયલી હતી. ખુદ અમીર, ઉસમાન ને એ બાબતસર અવાર નવાર ચેતવતો રહયો હતો. પણ જુવાન ઉસમાન એ વાતને મચક ન આપતો હતો. આખરે નરગેશ સાથે પરણવા તેણે ના કહી. જઈફ અમીરના ગુસ્સાનો પાર ન હતો. ખસુસ કરી તે પોતાના દિકરાની નાફરમાનીથી હદથી જ્યાદા ગુસ્સામાં ગરક થયો. અમીરે ઉસમાનને સોગનપર જણાવ્યું કે જો તે નાફરમાની નીવડશે તો તે તેને પોતાની દોલત અને મહોબતથી બાકાત રાખશે. પણ હજી ઉસમાન માન્યો નહિ, સિવાય કે પોતા ના પેદરની ગંભીર ધમકીથી તે સેજ નરમ પડયો. તે એક ઉછાછળો અને સાહસ કર્મ ખેડનાર જુવા ન્યો હતો. અમીર તેને મનાવવામાં કાંઇપણ ધબાએ

બાકી રાખતો ન હતો. ઉસમાને બીજા અંગ્રેજ સાહસકર્મી શોધખોળ કરનારાઓની માફક આફ્રીકા જવા મરજી બતાવી. અમીર એ વાતને તાબે થયો, એવું ધારતાં કે મુસાફરીથી અને દેશપરદેશના આચાર વિચારોથી તેનું મન કાંઇ સારી લાગણી પકડે. ઉસમાનમાં જે ચીજ ધ્યાન ખેંચતી હતી તે તેની ખુબસુરતી હતી.

ત્યારે હાફીઝ કોણ હતો ! વે પણ એક ગબરૂ અને ખુબસુરત જવાન હતો. તેનો બાપ પણ એક મોટો ઓધેદાર હતો. હાફીઝનું રહેઠાણ ઉસમાનની પડોસમાંજ હોવાથી એ બે જુવાનો વચ્ચે ધાઢી દોસ્તીનો ગાંઠ બંધાયો હતો. હાફીઝનો બાંધો ઘણોજ મજબુત હતો. અને તે એક દઢમનનો માણસ હતો. અવારનવાર તે પોતાના ઉછાછળા અમીર દોસ્તને સારો રસ્તો દેખાડતો હોવાથી એક અનુભવી સોબતીની તેઓને ઘણી જરૂર હતી કે જે તેઓની શોધખોળમાં મદદ લાગે અને એક સાથી તરીકેની ફરજ પણ સારે, ઝનઝીબારમાં તેઓને નાયબ નાઝીર સાથે મુલાકાત થઇ. જાતનો

તુર્ક હતો. તે પોતાની જીંદગીનો મુખ્ય ભાગ ઝન ઝીબારમાં વશ્યો હતો. સુલતાનના લશકરમાં તે ર પતે રહતે વધ્યો હતો. અને લશ્કરમાં તેનું કમીશન હતું. પણ તેણે પોતાનું કમીશન વેચી નાખેલું કહેવાતું હતું, તે એટલો તો એકમાર્ગી અને એકલ સુરો હતો કે તેની આગલી જીંદગી વિષે એ ઉપરાંત વધારે કોઈ જાણતું ન હતું. હાલમાં તે એવી કીસમની જીંદગી ગુજારવા પસંદ કરતો હતો કે જેમાં ભારીમાં ભારી ભય સમાયલો હોય.

ઝનઝીબારમાં આ કિસમના ત્રણે શખસો મળતાં સાહસ કર્મો ખેડવો તેઓને બમણું શુર છુટ્યું. એકી વખતે અને એકજ જગ્યાએ જોઇતા સઘળા મજુરો એકઠા કરવા એ મહાલ હતું. આથી એવું ઠરાવવામાં આવ્યું કે જેટલા માણસો મળતાં જાય તેઓને નાની નાની વણજારના આકારમાં આફ્રિકાના પેટામાં મોકલવા અને પછી બધી ટોળકીઓ એક મુખ્ય ઠેરવેલી જગ્યાએ એકઠી થાય.

આપણી વાર્તા શરૂ થાય છે ત્યારે તેઓ સઘળા એક જગ્યાએ મળ્યા હતા. નાયબ નાઝીર પણ

તેઓની સાથે હતો. પણ તેના વિષે કોઇ વધારે કંઇ શું જાણતો ન હતો.

જો કે નાદીર કદાચ બોલતો, પણ જ્યારે તે કાંઇપણ બોલતો ત્યારે તેના બોલવામાં કાંઇને કાંઇ પણ જાતનું વજુદ સમાયેલું રહેતું. તેનામાં દોસ્તીની લાગણીઓ નાબુદ હતી. પણ બીજા હાથપર તે કદી પણ તોછડો યા તો અપમાન કરનારો ન હતો.

જો કે તેના કપાળમાં કરચલીઓ પડી હતી, અને તેના વાળ સફેદ થવા આવ્યા હતા, તો પણ બાંધો પીલતનના જેવો હતો, અને જેનો પુરાવો આપવામાં તે કદી પણ પાછળ હઠતો નહિ.

ધારતી શું ચીજ છે તેથી તે અજાણ્યો હતો. બે માણસ એક કરતાં અનેક વખત જીવ જવાની ઝપાઝપીમાં રોકાયો હતો, અને હજી કામ પડે તો પોતાના દઢ અનુભવી હાથે સમશેર ઝીલવા તે તૈયાર હતો.

જો કે આ ત્રણે શખ્સોએ એકજ વણજારમાં ઘણા માઇલો સુધી સાથે મુસાફરી કીધી હતી અ,

ને જો કે તેઓ એકજ તંબુમાં સુતા હતા. તોપણ ત્રણ અઠવાડીયા દરમ્યાન ઉસમાન અને ફાઝીલ આ માણુસ કેવી કીસમનો છે તે જાણી શકયા ન હીં. ઉસમાન કહેતો "એ માણુસ ઘણો ભેદી છે." જેનો ફાઝીલ જવાબ આપતો "એ એક મીસરની સ્ફીંકસથી પણ વધારે ભેદી છે !૨'

આવી જાતનું એકલસુરાપણું, ઉછાછળા અને ખાલેસ દિલના ઉસમાનને બીલકુલ ભાવતું ન હતું. તેનું પોતાનું દિલ એક મકતબમાં શીખતા છોકરા જેવું ખુલું હતું, અને તેથી આ ભેદી માણસને તે પીછાણી ન શકયો.

"આને જોઇ મને કંટાળો આવે છે !" ઉસમાને એક વખત ફાઝીલને કહ્યું.

ઉસમાનને આવો ખ્યાલ બેસી ગયો હતો કે જ્યારે પણ નાદીર કાંઇ પણ બોલવા પોતાના હોઠ ઉપાડતો તો તેમ કરવામાં ધિક્કાર યાંતો ગુસ્સાનો ભેળ જણાતો.

આપણી વાર્તા શરૂ થાય છે ત્યારે તેઓએ ફ્રાં

કજ નામની જગ્યાએ પડાવ નાખ્યો હતો. તે જ
પોરે ઉસમાન ખાંધપર બંદુક મારી જંગલમાં ની
કળી ગયો હતો કે જ્યાં એક ખીચ ઝાડી તરફથી એક
દુઃખની ચીચીયારી તેના સાંભળવામાં આવી હતી.

પહેલાં તો તેણે વિચાર્યું કે તેઓની ટોળકીના
એકાદ કામદારને કોઇ જંગલી હેવાને ઘાયલ કીધું
હશે; પણ તે જગ્યાએ દોડી પહોંચતાં તેણે
બીજોજ મામલો જોયો. તેણે અજાયબીમાં જોયું કે
ત્યાં એક છોડી પડેલી હતી અને તેણીના પગમાં
એક મોટો ઝેરી કાંટો ઘોંચાઇ ગયો હતો.

તેણે સંભાળથી કાંટો ખેંચી કાઢયો. તે આફ્રિ
કાની અરબ અબળાને તુર્કીમાં આભાર માનતી સાં
ભળી તે અજાયબીમાં ગરક થયો. તેણે જાણ્યું કે
તેણીનું સુંદર નામ શહેરા હતું. અને તેણીની મા
દર કે જેણી પણ સારી છટાથી તુર્કી બોલી જાણ
તી હતી, તેણી આ ભાગ તરફના એક દેશી ટોળા
ની સુલતાના હતી.

આ ખુબસુરત છોકરીના દિલ આકર્શનારા હોશ નની તારીફ઼ મુજબ તે રસ્તાઓમાં જે ટપાટપી ચાલી રહી હતી તે પર આપણે પાછા આવીએ.

"હું ધારૂં છું કે તે શાહજાદીએ જો તેણીની માદર ખુદ એક સુલતાના છે તો તેણી પણ એક શાહજાદી હોવી જોઇએ. તને પોતાના મહેલે બોલાવયો નથી !" એક લાંબી ચુપકીદી પછી ફ઼ાઝીલ હસતાં બોલયો.

" નહીં; મને તેણીના રહેઠાણની ખબર નથી અને જો ખબર હતે તો તેણીને ફ઼રીથી મળવા મારૂં માથું જમ્મા વગર રહેતે નહીં."

ફ઼ાઝીલ ફ઼રીથી હશતો બોલ્યો "ખચિતજ, તું તે દરબારમાં જાય તો ઉંદર અને બીલાડીનો તમાશો જોય !"

# પ્રકરણ ૨ જું.

## ખુબસુરત બેપીચો.

હવે રાત પડવા આવી હતી. સુર્ય અસ્ત પામ
તાંજ પુનમનો ચાંદ પુર પ્રકાશમાં પ્રગટયો હતો.
તંબુમાંથી નજરે પડતા જમીનના વિસ્તાર પર એ
ક સુંદર રૂપેરી રોશનીની ચાદર પથરાઇ હતી. ના
ની ગીચ ઝાડીઓ હજારો આગ્યા કીડાથી ચમકી
રહી હતી. એક ધીમી પવનની લહેકી ચાલુ થઇ ર
હી હતી, કે જે દીવસની ગરમી પછી ઘણીજ રા
હત આપનારી થઇ પડી હતી. તે લહેકીમાં આ
ગરમ ફળદ્રુપ દેશને લગતા હજારો ફુલોની સુગંધ
ધસડાઇ આવતી હતી, અને રાત્રે નીકળતા કીડા
ઓના વિચિત્ર અવાજોથી તે જગા ગાજી રહી હતી.

જેવી પેલી રૂપેરી રોશની તંબુના દરવાજામાં
થી દુરને દુર લંબાતી દ્રષ્ટીએ પડતી હતી, ત્યારે
દુરમાં ઘોડાની ખરીઓના પડઘા સંભળાયા. કોણ

માન એકાએક કુદીને ઉભો થયો, કે જ્યારે તેના હોઠ પર એક ખુશાલીનો ઉદ્‌ગાર હતો.

" શહેરા ! " તેણે ઉદ્‌ગાર કાઢયો.

આ ઉલટમંદ ઉદ્‌ગાર પડતાં એકલસુરા નાદીરે પણ શું છે તે જાણવા ડોકી ઉંચી કીધી. ખરેખર તે જગ્યાએ જાણે જાદુના જોરે એક ઓરતનો આકાર ઉગી નીકળ્યો હતો. તે દુરને દુર લંબાતી રોશનીમાંથી શાહજાદી શહેરા ફુટી નીકળી હતી. તેણી એક સફેદ અરબી ઘોડાપર સ્વાર થયલી હતી. એ સઘળું રાતના એક સ્વપ્ના માફક જણાતું હતું.

એક યા બે પળ પછી તેણીએ તંગ્રુ આગળ લગામ ખેંચી.

તેણી ઝુલતા અને હલકા લેબાસમાં સજાયલી હતી, કે જે કમર આગળ પટાથી સીકડાયલો હતો. તેણીની ખુબસુરતી મનોહર હતી. તેણીનો નકશો ઘણોજ દિલ ખેંચનારો હતો. તેણીની આંખો અમ્બર અને આતશ ફેંકતી હતી. તેણીના કાળા સુંદર વાળ મજબુતાઇથી એક સુંદર કપડા હેઠળ વીં

ટાળી લેવામાં આવ્યા હતા. તેણીના સુંદર માથા આગળ એક નાના મુગટના આકારમાં એક અમુલ્ય પોખરાજ લટકતું હતું. હથણા તેણીના પગ જોડામાં સાંતેલા હતા !

તેણીની પાછળ તેણીની હજુરીમાં કેટલીક સ્ત્રીઓ આવેલી હતી. તેઓની પાછળ નાગેહબાની માટે બાર અરબોની એક ટુકડી હતી.

ઉસમાન અને ફાઝીલ ઉઠયા, અને સલુકાંઇથી પેલી ટોળકીને નમ્યા, અને સઘળો વખત અજાય બ થતા હતા કે શું બનવાનું હતું. શહેરાની આ તશ હેંકતી કાળી મોટી આંખો જ્યારે ઉસમાનપર જઇ પડી ત્યારે તેમાં એક શાંત રોશનીએ જગ્યા લીધી. પણ જેવી તેણી બોલવા ગઇ તેવી પાછી મગરૂરીએ તેણીના ચ્હેરામાં જગ્યા લીધી.

" મારી માદર, સુલતાના, તમારી મોલાકાતની તલબગાર છે."

" એ વળી શી મોહકાણ !" નીચા દમે ફાઝીલ બોલ્યો, અજાયબી પર અજાયબી."

" આવવાને અમે ઘણા રાજી છીએ. " ઉસમાને શાંત રીતે જવાબ આપ્યો, " નામવર સુલતાના કયા વખતે અમને જોવા ઇચ્છે છે ? "

" કાલે સવારે અમે તમને લઇ આવવા એક ટુકડી મોકલશું. તમારા બે રફીકો છે. નહીં વારુ ?" તેણીએ પુછ્યું.

" પણ મને માફ કરજો." નાદીર બોલ્યો, કે જે આખો વખત ચહેરાને બારીકીથી નીહાળતો હતો.

" આ તમારો તોછડો રફિક તે વળી કોણ છે ? " તેણીએ ફાઝીલ તરફ ફરતાં પુછ્યું. નાદીરે હુકો ગગડાવવો ચાલુજ રાખ્યો અને આના જવાબમાં ધુમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો.

" નાયબ નાદીર–એક વખત એવણે સુલતાનના લશ્કરમાં નોકરી બજાવી છે, અને એક બહાદુર નર છે." ઉસમાને જવાબ આપ્યો.

" એક બહાદુર શખ્સ ! શું એક બહાદુરની આજ ફરજ છે કે એક ઝુંડા નીચે નોકરી રહ્યા પછી તેને તજી દેવો ?"

આ તાણા ભાણી દારગોળો ભડકાવનારી એક ચીનગારી મિસાલ હતી. તે એકદમ, એકબહુરો મા જુસ પોતાના પગપર કુદી ઉભો થયો, અને શહેરા જયાં દરવાજામાં ઉભી હતી ત્યાં આવ્યો.

" કોણ મને નામર્દ અને દગાખોર કહેવાની હિમ્મત કરે છે ? ઓ ! માત્ર એક ઓરત ! હું મને પોતાને ભુલી જાઉં છું."

" ખચ્ચિતજ, " તેના હાથપર પોતાનો હાથ મુકી તેને અટકાવતાં ઉસમાન બોલ્યો, "તમે તમને પોતાને ભુલી જાઓ છો, નાદીર તમારે ખ્યાલ રાખવો જોઇએ કે તમે એક બાનુની હાજરીમાં છો."

આ કિસમના ઠપકાથી નાદીરની આંખોમાં પાણી ગુસ્સાની રોશની દીપી નીકળી તે ઉસમાનને ફાડી નાંખવા તૈયાર લાગતો હતો.

આ અરસામાં શહેરાની તેજ ચશ્મોએ ઉસમાનનો આભાર માન્યો કે જયારે તેણીએ પોતાનો એક હાથ માફી માંગવા ઉચકેલો હતો.

" આપ મહેરબાની કરી મને માફ કરો.

હું ડખડાને લાયક છું હું એક ભુલમાં ગોતા ખા તી એલચી છું હું પાદશાહી પયગામથી તમને નોતરવા આવેલી છું કે જ્યારે મેં તમે રફીકોને કજીઆમાં સંડોવ્યા છે." આ પછી તેણીએ પોતાનો કટાક્ષ કરતી આંખો નાદીરપર ફેંકી અને હસતાં બોલી, "શું તમે મને માફ નહિ કરો, અને શું તમે દરબારમાં પધારી અમને અહેશાનમંદ નહિ કરો ?"

" માફ તો મારે માગવી જોઇએ." નાદીરે જવાબ આપ્યો, "તોપણ હું દલગીર છું કે તમારૂં નોતરૂં હું કબુલ કરી શકતો નથી. મારા રફીકો મારી ખોટ સારી રવેશે પુરવાની ખાતરી છે."

શહેરાના ચહેરામાંથી હસવાનું જતું રહ્યું તેણી મગરૂરીમાં ટટાર થઇ નગી, અને પોતાના રેશાલા સાથે ગાયબ થઇ ગઇ.

" અય સીદી ગુલામ, તારી ફતેહ છે." ફાઝીલ હસતાં બોલ્યો, "શાહઝાદી તારીપર ફીદા થયલી લાગે છે. તેણી સાથે કદખુદાઇ કરવા વગર તારે છુટકો નથી. તેણીને ઇરતમઓાલ લઇ જવી જોઇ

એ ! પણ સબુર; હું ભુલું છું, એમ કરવું મુના સીબ નથી. એમ થાય તો દિકરો બાપને નાતાબેદા ર નીવડશે. કરોડોની અસ્કેઆમત હાથથી છટકી જશે. એક મરતી ખાહેશ બર આવશે નહિ."

" આવું બેહદુ ના બક !" દિવાનપણાની ઝુ. મમાં ઉસમાન બોલ્યો, "મારૂં સર ભમે છે. મને બહાર જવા ગમે છે."

" શું તું વળી બીજા કોઇ સાહસ કર્મો બેડ વા જાય છે ? ધ્યાન રાખજે કે હાલ જે જાદુઇ જાલેમાં આપણે જીકડાયલા હતા તે કરતાં પણ વિ કટ ફાંદા આ રાત્રિ દરમ્યાન નાખવામાં આવે છે" ફાઝીલે ગંભીરાઇથી કહ્યું.

" મારી પાસે પીસ્તોલો છે, અને હું કાંઇ તારા જેવો બચ્ચો નથી, હું મને સંભાળી શકું છું. હું માત્ર બહારની ખુલ્લી હવા લોરવા આતુર છું. તોપણ કોઇપણ રીતે હું આપણી છાવણીથી દુર જઇશ નહીં.

આમ બોલતો ઉસમાન તંબુમાંથી બહાર ની કળી આલ્યો. અને ફાઝીલ તથા નાદીર એકલા પડયા.

# પ્રકરણ ૩ જું.

## ઓરત બેવફા છે!

"વાહ, નાયબ નાદીર, આનો નીવેડો શું આ વશે!" એકલા પડતાં હાઝીલે પુછ્યું.

"જો ઓરત જાતમાં હું કાંઈપણ ઉલટ મેતો હતે, તો પેલી શાહઝાદીના મીજાત ગુજારીને સાંભળતે અને તમારી સાથે દરબારમાં ચાલતે. શાહઝાદીને જોયા પછી તેણીની માદર ખુદ સુલતાનાને પણ જોવા મન લલચાય એવું છે. પણ તેણી આખરે ઓરત છે!"

તેણે કરડી રીતે કહ્યું કે, જેમ તે હમેશાં ઓરતો વિષે જ્યારે પણ બોલતો ત્યારે ધિક્કારથીજ બોલતો.

"પણ સુલતાનાને જોવા મને ઘણીજ મજા પડે," હાઝીલ બોલ્યો.

"શું મહેરબાની કરી ફરીથી બોલશો?" નાદીરે ભવાં ચઢાવી કહ્યું.

"મને જાણવા હોંશ થાય છે કે તમે આ જાતીને એટલા બધા ધિક્કારો છો શું કામ?"

"હું!" એક બે પળ નાદીર ઝનુની રીતે હુક્કો ગગડાવતોજ રહ્યો. પછી ફાઝીલના સવાલનો જવાબ ન આપતાં નાદીરે ઉલટો સામે ફાઝીલને સવાલ કીધો "મારા કાન મને ઠગતા નહે હોય તો મેં તમને ઉસમાનની કદ ખુદાઇ વિષે હમણાંજ બોલતાં સાંભળ્યા એ વાત ખરી કે નહિ?"

"હા એ બાબતસર હમણાંજ તમારી રૂબરમાં મેં ઉસમાનને કાંઇ કહ્યું ખરૂં. મેં તેને ફરીથી એકવાર યાદ દેવડાવી કે જો તે બીજી કોઇને પરણશે તો તેને શું નતીજો થશે."

"પણ એ તમારો ઉમરાવ દોસ્ત એક ઉછાછળો જુવાન લાગે છે. પોતાના પગપર પોતેજ કોહાળી મારતો જણાય છે." નાદીરે વિચિત્ર ઉલટ બેતાં જણાવ્યું.

"હા, એવું જ ખરૂં." ફાઝીલે ગમગીનીમાં કહ્યું.

નાદીર પાછો શાંત અને એકાંત થઇ ગયો. તે હુક્કો ફરીથી ગમડાવવા પડયો, કે જેમ તે જ્યારે એકાંત થવા માંગતો ત્યારે કરતો. નાદીરના ભેજામાં જુની યાદોએ ધસારો કીધો હતો એમ જણાતું હતું. ગમગીન તેમજ ઉશ્કેરાયલો જણાતો હતો. ફાઝીલે પણ શાંત રહેવામાં વાજબી જોયું. કારણ તેના હૈડે પણ પોતાનું વતન ચઢી આવ્યું હતું. તેની મધુર મહેરદાર મુમતાજની મહોબત તેને સાંભરી આવી, અને ટુંકામાં તેને પોતાનો બાપીકો રહેઠાણ પોતાની રૂબરૂ દેખાતો ભાસ્યો. પોતાની મમતાળુ માદરને આતુરતાથી બારીમાં પોતાના આવવાની વાટ જોતી તેણે જોઇ. સૌથી તેને હૈડે ચઢી આવ્યું તે તેની મહેરદાર હતી. તેણી એક ખુબસુરત છોકરી હતી, અને તેણી ઉંચી અને મોબેદાર હતી. તેણીનો ચહેરો ઇંડારોકો ગોળ હતો. અને નકશો દિલબહેલાવનારો હતો. તેણીના ગાલોમાં ખાડા પડતા હતા કે, આંખોમાંની રોશની સાથે વધતાં તેમજ ગાયબ થતા હતા. તેણીના આંખોની રો

કાની પેલા આકાશી ગુંબજમાં ચમકતા તેમજ આં ખ મારી જતા ચળકાટની મદ્રકની હતી.

એકાએક નાદીરના અવાજથી ફાઝીલના શાંત ખ્યાલોમાં ખલલ પડી.

"ફાઝીલબેગ, તમે હમણાં મારી પાસથી કાંઇ જાણવાની ખાહેશ દેખાડી, જેનો મેં તોછડી રીતે જ વાબજ ન આપ્યો." નાદીર દિલગીરીના અંશ સાથે બોલ્યો.

"શું મેં કોઈ ખાહેશ જણાવી હતી! ખાતરી થી માનજો કે મને એવું કશું યાદ નથી; હું તો સારથી હવાઈકિલ્લાઓની હવા ઘેરું છું. એ વાત શું હતી?" ફાઝીલે ઉલટથી પુછ્યું.

"તમોએ જાણવા માંગ્યું કે શું કામ હું ઓર ત જાતીને ધિક્કારૂં છું. જો મારી કથા સાંભળવા ની તમારે દરકાર હોય તો તે કહેવા હું તૈયાર છું." નાદીરે ગંભીરાઇથી કહ્યું.

"ઘણીજ મોટી મહેરબાની મારે કબુલ કરવું જોઇએ કે મારો જીવ જરા ચટપટીઓ છે. મારી નબ

ળાઇથી તમારા જુના જખમો જો પાછા ફાટતા હે। ય અને તમને દુઃખ લાગતું હોય તો મને માફ ક. રજો." ફ્રાન્સીસે દયા ખાતા કહ્યું.

"દુઃખ!" નાદીરે કડવાસથી પડઘા કીધા, "હું ધારૂં છું કે બીજાઓને હું એક અતિશય વિચિત્ર માણસ જણાઉં છું. દુખ અને સુખ એ બંન્ને મારી આગળ એકસરખાં છે. બંને વચ્ચે હું તફા વત જોતો નથી, માટે મને દુઃખ લાગે કે સુખ તે વિષે તમે જરાપણ ફીકર કરતા નહીં. મારી ક હાણી હું બનતાં તલક ટુંકી કરીશ; અને તેથી મારી કથાની અગાઉની બારીક વીગતો આપવા ગો કુફ કરીશ, એક છોકરા તરીકે હું સાધારણ છોક રાઓથી કોઇ પણ રસ્તે સારો નહતો.

" એક માણસ દાખલ પણ હું વધારે તારી ફનો દાવો રાખી શકું નહીં. હું એક ઘણોજ સા ધારણ અને સાદો માણસ હતો; પણ મને એક ચીજનો લાભ હતો જે બીજાઓ ભોગવી શકતા ન થી. તે એ હતું કે મારી પોતાની ખોડો મને જા- ણીતી હતી." તે જરાક થોભ્યો.

" વળી બીજી પણ એક ચીજ મારા લાભમાં હતી કે જે સાંભળી તમે અજાયબ થયા વગર રહે શો નહીં." તેણે આગળ ચલાવ્યું, " ઓરત જાત ની તરફ હું ભારે માન ધરાવતો હતો. મારી માદ ર એક સૌથી પવિત્ર અને સંપૂર્ણ અબળા હતી; મારી બહેન પણ તેણીના જેવીજ પાક અને અસ રાફ હતી. જ્યારે હજી હું ન્હાનો હતો ત્યારે તેઓ જન્નતનશીન થયાં, પણ તે પવિત્ર પ્યારાંઓની યા દે મારામાં એક ચીજનો જરો જારી કીધો અને તે એ હતો કે બધી અબળાઓને હું મારી માદર તેમજ બહેન માફક પાક અને અસરાફ ગણવા લા ગ્યો. બચપણથી તે જુવાની સુધી ઓરતને હું મા નથી અને વખાણથી જોતો. અબળા જાતીને હું અલ્લાહની કુદરતના એક સંપૂર્ણ અને નાદર નમુ ના દાખલ ગણતો."

એકાદ પળ નાદીર તે હુક્કાના ધુમાડાને ટીકતો રહયો કે જે ઉંચે ચઢી તંબુના મથાળે ગુમ થઇ જતો હતો. તે ગોળને ગોળ ધુમાડા જાણે તેના વીખરાય લા સબંધો સાથે જોડતા હોય એમ જણાતું હતું.

" જ્યારે હું લશ્કરમાં જોડાયો ત્યારે પણ હું મારા આગળના વીચારોને વળગી રહયો હતો. અને જો કે ઓરતોની બેવફાઇની ઘણી વાતો મારા સાંભળવામાં આવી તોપણ હું મારા પવિત્ર વિચારને વળગીજ રહયો. આ વખતે અમારી લશ્કરી ટુકડી દેશના અંદરના ભાગમાં કોઇ કારણસર વધી હતી. અહીંઆ એક કાવાખાનું હતું, કે જ્યાં રીપાહો મજા ઉડાવતા હતા અને મન ધરાવ ત્યાં સુધી ગાનતાન ચાલતું. કાવાખાનાનો ધણી એ વાતમાં સિપાહોને ભારે ઉત્તેજન આપતો. તેઓની મજા માટે તેણે વાજીંત્રો સુદ્ધાં રાખ્યાં હતાં.

" એક અમલદાર પોતાના સીપાહોને બનતાં સુધી તેઓના મોજ મજામાં અટકાવતો નથી, પણ એક યા બીજા કારણે હું એક સાંજે તે કાવાખાના આગળ ઘસડાયો. હું દાખલ થયો. મારી આજુબાજુ વચ્ચે તે ઝનુની અને જંગલી સીપાહોને હું દરેક માદક શાંત થઇ બેઠેલા મેં જોયા. તેઓ દમ લીધા વગર એક ગાનારી છોડીના શીરીન હલકો

ભોગ થઇ પડયા હતા. તેણી ગાવા ઉપરાંત તંબુરી ન સાથે તુરકી નાચ નાચી રહી હતી."

" તેણીનો હલક કાંઇ ઘણોજ તિક્ષ્ણ અને સુરિલો ન હતો. પણ તેનામાં હુન્નર જણાતો હતો. તેણી સુર ખેંચવામાં એટલી તો બાહોશ હતી કે ધંધાદારી ગાનારીઓ પણ તેટલું ખેંચતી ન હશે. આ ખુબીથીજ તેણીએ પેલા જંગલી અને વોછડા સીપાહોને એકાદ જાદુના જોરે શાંત અને ધ્યાનથી સાંભળનારા બનાવી મેલ્યા હતા. તેણીનું ગીત ઘણુંજ સાધારણ પણ તુરકીમાં ઘણુંજ જાણીતું હતું. એ ગમગીન ગીત તમને સારી રવેશે રોશન હોવું જોઇએ."

નાદીર એકાદ પળ દમ લેવા થોભ્યો. તેણે પાછું ચલાવ્યું. " આ ગીતે જે અસર પેલા સિપાહો પર કીધી તે ઘણીજ અસરકારક હતી. જ્યારે તેણીએ આ ગીત પુરૂં કીધું, ત્યારે ભાગ્યેજ ત્યાં કોઇ એવો સીપાહ હશે કે જેની આંખો આંસુથી ભીંજાઇ ન હોય. હું પોતે લાગણીઓથી રડવા જે

વો થઇ ગયો. પછી એકાએક તેણીએ બીજું ગી
ત ઉઠાવ્યું, કે જેમાં ખુશાલીના ઉભરા હતા. આ
ગીતોની જુદી જુદી ખાસીયતોથી તેણી ઉલટી પો
તાનો હુનર જાહેર કરતી હતી. તેણીએ પહેલાં ગા
એલા ગમી ભરેલા ગાયન દરમ્યાન ત્યાં એટલી તો
શાન્તી ફેલાઇ હતી કે એક ટાંચણી પડવાનો અવા
જ પણ સંભળાઇ શકે. પણ પાછળથી ગાયેલા ખુ
શીના ગાયન દરમ્યાન મામલો તદનજ ઉલટો હતો.
સિપાહોની ખુશાલીના પોકારોથી તે જગ્યા ગાજી ર
હી અને એટલી તો ઉલટ અને એટલા તો જોરથી
તેઓ તે ગીતની છેલ્લી કડીઓ સાથે લલકારવા લા
ગ્યા કે ઘરનું છાપરું પડી જશે એમ લાગ્યું. પો
તાના હાથમાંના વાજીંત્રપર તેણીનો જેટલો કાબુ હ
તો તેટલાજ તેણીએ પોતાના સાંભળનારાઓને વ
શ કરી દીધા હતા. આ વૃદ્ધ અબળા સાથે મારી
પહેલીજ મુલાકાત હતી. તેણીનું નામ કમલીલકા
હતું. એ તેજ ડોકરી હતી કે જેણી હવે પછી મા
રી જીંદગીનો કહલો મોટો ભાગ રમવાની હતી.

ઓફાદ પણ નાદીરે પોતાની આંખો હાથના ઓ
થા હેઠળ છુપાવી તેણે હાઝીલને અગાઉથી કહ્યું હ
તું કે સુખ અને દુઃખ વચ્ચે પોતાના બાબમાં તે
તફાવત જોતો નહતો. પણ હમણાં એ બે લાગણી
ઓમાંની એક તેના મગજપર જોસમાં અસર કરી
રહી હતી. એ કઇ લાગણી હતી તે અટકળવું મુ
શ્કેલ નહતું.

હાઝીલબેગ, તમે મને પુછશો કે આ ઓરત
કેવી હતી કે જેણીએ પેલા જંગલી સિપાહોને તેમ
જ મને છક કરી નાંખ્યા હતા! વારૂ, સાધારણ હું
ચાઇ કરતાં તેણાં સેજ કમી હતી. જોતાં વાર તમે
તેણીને ખુબસુરત કહી શકો નહિ. પણ રહતે રહતે
તેણી તમને એક જાદુઇ જોરથી જીતી લે એવી હ
તી. એ થી ખુબી હતી તે હું જણાવી શકતો નથી.
કારણ તેનું વર્ણન થઇ શકે એમ નથી. આ અખ
તરામાં તેણી કાંઇ માત્ર હાવભાવથી ફતેહ પામતી
એમ નહતું. જો તેણી માત્ર હાવભાવવાળીજ હતે
તો કદી પણ હું તેણીની જાળમાં સપડાતે નહિ.
તેણીમાં કાંઇ એથી પણ વધારે ખુબસુરાઇ અને સીફત

હતી, આ તેણીનો હુન્નર દેખીતો નહતો. પણ છુપો હતો. આ હુન્નરનો અંશ તેણીની આંખોમાં જોવા માં આવતો હતો. તેણીની આંખો મોટી, જીગર ખેંચનારી અને એટલી તો વિચિત્ર હતી કે જેનું મા પ થઇ શકે નહિ. દીવસે તેણીની આંખો સેજ ભુરી જણાતી કે જ્યારે રાત્રે તે કાળી જણાતી. શું વાતથી તમને કંટાળો ઉપજે છે, કાઝીસાહેબ ?"

"બીલકુલ નહિ, મારી જીંદગીમાં આથી વધારે રસ ઉપજાવનારી એક વાત મેં સાંભળી નથી. મહેરબાની કરી આગળ ચલાવો." કાઝીએ માગી લીધું.

નાદીરે પોતાની વાત આગળ ચલાવી "જેમ તમે કહેવા લલચાશો તેમ આ ધુતારી સાથે ઓળખાણ થવી મુશ્કેલ નહતું. પણ એમ કરવા અગાઉ પેલા કાવાખાનાના રખેવાળથી કાંઇ બાતમી મેળવવાની મેં સાવચેતી લીધી. હું જાણીને ખુશ થયો કે તેણી આ પહેલીજ વાર તે કાવાખાનામાં ગાવા આવી હતી. તેણીને ગાવામાં કમાઇ થશે એવું ધા

રીનેજ તેણી ત્યાં આવી હતી, ગાનારી ઓરત કેવી કીસમની અબળા છે તે જાણવાની તે રખેવાળને દરકાર નહતી. પણ તેની ચગોર આંખોએ શોધી કાઢયું હતું કે તે અબળા ઉંચા ખાનદાનની અને તાલીમ પામેલી હતી, પણ તેણી નસીબના ચક્કર નીચે દબાઇ ગઇ હતી. તેની માત્ર ખાહેશ એજ હ તાં કે તેણી એક સારી ગાનારી હોય, પહેલા તે ર ખેવાળને ધારતી હતી કે તેણીના ઉંચ ખાનદાનને લીધે તેણી બરોબર ગાવામાં પોતાની ફરજ બજાવ તાં અચકાશે. તેને ધારતી હતી કે તેણી શરમને મારે કુંજરી અને ગંભીર થઇ જશે. પણ તેણીની અણુધારેલી ફતેહથી તે અજાયબ થયો.

નાહીરનો હુકો કે જેની નળી તે બાગ્યેજ બા જુએ મેલતો હતો. તે હમણાં ખલાસ થવા આવ્યો હતો. તેણે હુકો પાછો ભર્યો અને વાત આગળ ચલાવી.

" તે સિપાહો કરતાં પણ વધારે હું ઇજ્જતીલ કાનો તે સાંજે વખાણનાર બન્યો, પણ તેનું કારણ એજ માત્ર હતું કે તેણીનું ગાણું ઘણુંજ ઉંચા મ

ઠારનું અને હુન્નરથી ભરપુર હતું. હું તે જગ્યા છો
ડી ગયો પછી મારા અંતઃકરણમાં તેણીને માટે પ
વિત્ર અને ઉંડી દયાએ જગ્યા લીધી. આવી એક
દેખીતી ઉંચ ખાનદાનની તુર્કી અબળાને પેટ ભરવા
આ હલકો ધંધો પસંદ કરવાની કેમ ફરજ પડી
હતી, તેના મને ખ્યાલો આવવા લાગ્યા. મને મારી
મરહુમ માદર અને બહેન યાદ આવ્યા. માત્ર તેઓ
ની જ યાદે મને હજી તલક પવિત્ર રાખ્યો હતો, કે
જ્યારે મારી આજુબાજુ સઘળે અપવિત્રતા હતી,
માટે જો બની શકે તો તેણીનો એક રફીક થવા હું
ઉમેદમંદ થયો.

“ હવે હું ટુંકમાં મારી પવિત્ર નેમમાં ફતેહ
પામ્યો, જ્યારે બીજે દિવસે હું તેણીને મળ્યો ત્યા
રે તેણીના મોંઢે મેં તેણીની જીંદગીનો અહેવાલ
સાંભળ્યો. તેણી એક આબરૂદાર ગૃહસ્થની છોકરી
હતી. તેણીનો બાપ એક મોટો વેપારી હતો. અને
તેથી વેપાર અર્થે તે દેશોદેશ ફરતો તે પાયમાલ થઇ
ગયો, ઝાંઝીબારમાં આવી છુપાયો. તેણીનું આખું
કુટુંબ નાશ પામ્યું, અને માત્ર તેણીજ બચાંવણી

જીવવા પામી હતી. હવે તેણી એકલી અને નાવા રેસ થઇ પડી. પેટ ભરવા તેણીએ અનેક પ્રમાણીક ધંધા ખેડવા પણ તેણીને ફતેહ મળી નહીં. આ ચનકળાનો હુન્નર જે તેણીમાં સર્વોપરી હતો તે હવે અજમાવવાનો તેણીએ ખ્યાલ કર્યો હતો. અને તેથી તે કાવાખાનામાં આવવા તેણીને ફરજ પડી હતી.

" મેં તેણીનો ઇતિહાસ માન્યો. મેં તરતજ તેણીને આ નામોશીથી ભરેલી જગ્યાએથી દૂર કીધી, કે જેથી તેણી બીજા કોઇ આબરૂદાર ધંધામાં પોતાને રોકી શકે. પણ હું તેણીના પ્યારનો ગુલામ થઇ પડયો હતો. હું તેણીની મોહબત રૂપી જંજીરમાં વધારેને વધારે જીકડાતો ગયો અને આખરે હું તેણીને પરણ્યો.

" અહા, ખરેખર તે સુખી દીવસો હતા. હું તેણીને એટલો તો ચ્હાતો હતો કે કોઇ માણસ, અબળાને ન ચહાય. મારા મનસે તેણી આખી દુનિયા હતી અને તેણી જે થોડો પ્યાર મારા તરફ બતાવતી તેના બદલામાં હું મારો જાન તેણી પર

ફીદા કરી નાખતો. અને હું પ્યારથી આંધળો તદ્
ન મુર્ખા જેવો બની ગયો.

" તેણીની ખાહેશથી લશકર સાથનું મારૂં સં
બંધ મેં ભાગી નાખ્યું. હું લશકરથી જુદો પડયો,
અને એક સુખી સંસારી જીંદગીનો મદ ચાખવા
લાગ્યો. આ વાતમાં બીલકુલ સહુરાગત નથી. તે
એક સંપૂર્ણ સુખી જીંદગી હતી. મને એક બચ્ચા
ની નવાજેશ થઇ અને તે મારી સુખી જીંદગીનું
તાજ હતું. તે બચ્ચું એક નાની છોકરી હતી. મેં
તેણીનું નામ મહારૂગ રાખ્યું. પણ સઘળો વખત
દુઃખનો સાયો અગારી આસપાસ વધારેને વધારે
ઘેરાતો રહયો હતો કે જેથી હું તદન અજાણ્યો હતો.

" જે લશકરમાં હું હતો તેમાં એક જુવાન
અમલદાર હતો અને જેનું નામ શાગીલ હતું. તે
જાતનો આફ્રિકન અરબ હતો. તે એક મોજીલો,
ખુબસુરત અને ધડપચીઓ જુવાન હતો અને ગા
યન માટે તેને ઘણો શોખ હતો. આટલા બધા ગુ
ણો હોવા છતાં તે બીજા અમલદારોને પસંદ પડ
તો ન હતો. હું જ માત્ર તેની કુમક ખેંચનારો હ

તો. જ્યારે મેં લશ્કર છોડયું ત્યારે મેં મારા બ
ધા દોસ્તોને પણ તજ્યા હતા. પણ એક દીવસે
શામીલે અમને શોધી કાઢયા. તે મને આવી મળયો
ત્યારે તે ઘણી મુસીબતમાં હતો. તે જુગારમાં ખુ
વાર થઇ ગયો હતો અને તેની હાલત ઘણીજ સં
કડામણમાં હતી. મારી દયાની કુમકે તે મારી મદ
દ શોધતો આવ્યો. જો હું તેને બચાવું તો તે મા
રો સદાનો ગુલામ થઇ રહેવા તઇયાર હતો. મેં તે
ને જોઇતી મદદ આપી, અને તેને મારી સારી સ
લાહથી સીધે રસ્તે ચલાવવા મેં ગમે તેટલા વખતે
મારા ઘરે આવવા ફરમાવ્યું."

"તેણે મારી મહેમાનદારીનો પુરેપુરો લાભ
લીધો. જેટલો તે ગાયનનો શોખ ધરાવતો તેટલોજ
ઇસમીલડા પણ ધરાવતી. તેઓ ગાયનમાં સાથે બે
ળાતા, અને તેઓના ગાયનની મધુરતામાં લીન થઇ
હું ખુશીથી તેઓને સાંભળતો. વળી શામીલ ન્હાની
મહારૂમપર પુષ્કળ પ્યાર દેખાડતો. તે બચ્ચું તેના
પર એટલું તો હળી ગયું હતું કે તે જો ઘરમાંથી
રૂખસત લે તો તે રડવાનું જારી કરતું.

"હવે મારી ખરી વાર્તા શરૂ થાય છે. મારે જરૂરના કામસર ઝાંઝીબાર છોડી ઇસ્તમબોલ જવું પડયું. શું ગોટાળો વળવાનો હતો તેનો મને બીલકુલ ખ્યાલ ન હતો. મને લાગ્યું કે ઇસમીલડા મારી ગેરહાજરીમાં શામીલ જેવા રફિકની બાંહેધરી હેઠળ થોડાક મહિના સહીસલામત રહી શકશે. હવે હું ટુંકમાં પતાવું છું. જયારે હું પાછો ફર્યો ત્યારે મારી મહેરદાર ઘેરમાંથી ગુમ થઈ ગએલી હતી=તેણીના બદલે મારા નોકરોએ એક ચીઠ્ઠી મને આપી. આનો શબ્દે શબ્દ હું તમને કહી શકીશ, કારણ એ ધતકી ચીઠીના બોલેબોલ મારા મસ્તકમાં કોતરાઈ રહ્યા છે. તેઓને મોત સિવાય બીજી કોઇ પણ ચીજ ત્યાંથી દુર કરી શકશે નહીં. તે ચીઠ્ઠી નીચે મુજબ હતી.

'પ્યારા નાદીર,-હું કદીપણ પાછી ન ફરવા ઘર છોડી જાઉં છું. મને માફ કરજો! તમારા આભારો માટે હું તમારો ઉપકાર માનું છું. પણ હું તમને કદી પણ ચહાતી ન હતી, અને પ્યાર વગરનું જીવવું ખોરાક વગરના જીવવા બરોબર છે=એ દુખભરો છે. હું મહારૂમને છોડી જાઉં છું,

તમે તેણીને ધણી ચહાવો છો અને તેણી મોટી થતાં મારી ખોટ પુરશે મને માફ કરજો, અને= છેલ્લી સલામ-ઈસમીલડા.'

"બસ એટલુંજ લખેલું હતું. કાગળ વાંચતાં મારી લાગણીઓ કેટલી વીંધાઇ હશે અને ઉશ્કેરાઇ હશે તેનો તમેજ ખ્યાલ કરો. મને લાગ્યું કે મારા પર વીજળી પડી હતી. ઇસમીલડા, શામીલ સાથે નાસી ગઇ હતી. એ તો મેં માત્ર અટકળ કીધી પ ણ ખરી બીના તો મેં પાછળથી જાણી. જ્યારે હું પહેલા ઝરઅથી જાગૃત થયો ત્યારે હું કીનાના અં ગારથી બળવા લાગ્યો. મેં તેજ પળે ઠરાવ કીધો કે આ ગુન્હેગાર જોડાને શોધી કાઢી વાજબી ફેજે પહોંચાડવા, જો કે મારે તેઓની શોધમાં આખી દુ નિયા ફરવું પડે. પણ જેવો હું ઉશ્કેરાવલો બહાર ધસવા જતો હતો તેટલા મેં મહારૂમની માસુમ ચી સ પોતાની માદરને બોલાવતી સાંભળી.

"તે બચ્ચાની ચુમે મારા કાતેલ કીનાને રો કયો. મેં વિચાર કીધો કે હુંજ માત્ર બચ્ચાનો ધો પડો હતો. તેણીની માદર ન હોવાથી હું એઉની મ

રજ સારનાર હતો, આથી મારો ફીનો બાજુએ મે લતાં હું બચ્ચા સાથે રહ્યો. મારી ખાતરી હતી કે મોડા યા વહેલાં મારા કરતા પણ એક બળવાન હાથ તે પાપીઓને તેઓની કરણીના ફેજે પહોંચાડશે —અને તે હાથ અલ્લાહનો હશે. ધસમીનાડાને મારા મનસે હું મુએલી ગણવા લાગ્યો. અને ત્યારથી તે હુણી મને મુએલા બરાબરજ રહી છે. તે દિવસ પછી તેણીનું નામ આજેજ મેં ઝબાનપર લીધું છે. મારા મનસે મેં તેણીને એક સફેદ કફનમાં વીંટાળી ઘોરમા મેલી છે અને કબરપર એ લેખ લખ્યો છે કે 'ઓરત બેવફા છે.'

નાદીર બોલતો બંધ પડયો. તંબુના દરવાજામાંથી ચંદ્રના નાચના કીરણો હજી નજરે પડતા હતા. પવનની લહેરી એટલી તો ધીમેથી આવતી હતી કે તે રાત્રીની નીર્બળ હાથ જેવી લાગતી હતી. તે બચોકસ ચંદરણાની પછવાડે છાંયડા લાંબા પડતા હતા અને છેવટે જંગલના અંધારામાં નાબુદ થતા હતા. એથી પણ છેટે ઝાડો ઉભા હતા કે જે રાક્ષસી પહોરેગીરોની માફક જણાતા હતા.

"શું ત્યારથી તે ઓરતને તમે જોઇ નથી?" આખરે ફાજીલે પુછયું, કે જે નાદીરની વાત સાંભળી ઘણો દીલસોજ થયો હતો.

"નહીં તેણીને જોવા હું ઇચ્છતો નથી. હું તેણીને પોતા ઘેરમાંથી ઉઠવા ઇચ્છતો નથી, કે જ્યાં મેં તેણીને હદી નાંખી છે." નાદીરે કડવાસથી કહ્યું.

"અને મહારૂમ"?

"તેણી એક તુર્કી કુટુંબ સાથે ઇસ્તંબ્બોલ ખાતે રહે છે. તે જોડ ને બચ્ચાં ન હોવાથી તેઓ તેણીને ચહાવછે. તેણી હમણાં આશરે ચૌદ કે પંદર વર્ષની હશે. હું તેણીના ગુજરાન અને તાલીમ માટે તેઓને અમુક રકમ આપું છું; તમે અજાયબ થશો કે મેં પોતે જાતે તેણી પર શું કામ દેખરેખ રાખી નહીં એનું કારણ પારખવું સહેલ છે. હું તેમ કરી શકમો નહીં. તેણીનો દેખાવ પોતાની માદર જેવો થતાં તેણીનો ચહેરો તેણીની માદરની યાદદાસ્ત પાછી તાજી કરી મારા જખમોને બમણા સજીવન કરે માટે હું તેણીનો ચહેરો જોવા ઇચ્છતોજ નથી. તેણી

ની માદર તેણુને તજી ગઇ ત્યારે થોડાક માસ પ
છી ઝાંઝીબાર પાછું ફરતાં મેં તે બચ્ચાને જોયું.
ત્યારે તે ચ્હેરો મારી અસલની મહારૂમથી તદનજ
જુદો લાગતો હતો. તે બાળક સુકાએલું અને ગમ
ગીન લાગતું હતું, અને ટુંકમાં મારી ગદારૂમનો
ચ્હેરો તદનજ બદલાઇ ગયો હતો. એ બધાનો દોષ
પેલી ઘાતકી માતાના સર પર હતો. તેણીને દુર
કરતાં મારૂં કલેજું કપાયું ખરૂં, પણ તેમ કર્યા વ
ગર છુટકો ન હતો"

હુક્કાની નળી તેના મોઢામાંથી પડી ગઇ. તેણે
હાથોથી પોતાનો ચ્હેરો ઢાંકી દીધો.

ફાઝીલ ચેતી ગયો કે પોતાની કથા કહેતાં તે આ
ભાગ્યા પુરૂષે પાછા પોતાના જખમ તાજા કીધાં હતાં.

આથી ફાઝીલ પોતાની જગ્યાએથી ઉઠયો, અ
ને માયાથી પોતાનો હાથ નાદારના ખભે મુકયો.

"નાયબ નાદાર, હું ઘણો દલગિર છું, કારણ
મારી ખાહેશથી તમારા દુઃખો પાછા ઉભરી આવ્યા
છે. મને માફ કરો." ફાઝીલે ફગલાઇતે ગાંમત ગુજા
રી કીધી.

" તમે કાંઈ ઠપકાને પાત્ર નથી, ફાઝીલ બેગ, અમીર ઉસમાન મને પહેચાની શકતા નથી; પણ તને મે મારી સાથે માયાથી વર્તતા રહ્યા છો. મારી વાત હું ખુદ તમને કાંઇ વખત કહેવા લાગ શોધતો હતો, કારણ તેમાં કેટલીક મારી આપમતલબી વાતો સમાયલી હતી, હું તમારા પાસથી એક મોટી નવાજેશની આશા રાખું છું."

" જો મારામાં તે બજાવી લાવવાની તાકાત હશે. તો હું તે કરવા તૈયાર છુ, તેની તમે ખાતરજમા રાખજો. તમારી ખાહેશ શું છે ?" ફાઝીલે પુછયું.

" તમે વારંવાર તમારી માદર વિષે બોલ્યા કરો છો. તમારા બોલવા પરથી મારી ખાતરી થઇ છે કે તેણી એક પવિત્ર અને અમીર અબળા હોવી જોઇએ. અને હું જાણું છું કે તમે પણ એક ઉમદા જવાન છો. મને હાલ કાંઇ એવોજ વહેમ બેસી ગયો છે કે, આ મુસાફરી દરમ્યાન મને કાંઇ હોનારત પહોંચશે. મને લાગે છે કે, મારૂં મોત નજદીક છે. હું કાંઇ વહેમી નથી અને વહેમોને વજન

આપતો નથી; તો પણ કાંઈ બને તો મહારૂમ તદ્દન જ યતીમ થઈ જશે. જો એવું કાંઈ બને તો તે વખતે આ છોકરીપર સંભાળની નજર નહીં રાખી શકો?" નાદીરે આતુરતાથી પુછ્યું.

"તમે બેફીકર રહો: તમે ખાતરી રાખજો કે તમને કાંઈ હોનારત થશે તો અમે મા બેટા આ બળકી ઉપર સંભાળની નજર રાખીશું." ફાઝલે મોટા દીલે ખાતરી આપી.

"હું તમારો આભારી છું. ફાઝીલબેગ. મને તમારામાં પહેલાંથીજ ભરોસો હતો. એક ચીજ વધારે. કદીપણ મહારૂમ મારી જીંદગીનો હેવાલ જાણવા પામે એવું હું ઇચ્છતો નથી મતલબ એ કે જેટલું મારા વાશે તેણી થોડું જાણે તેટલું બહેતર" નાદીરે કહ્યું.

"મારામાં વિશ્વાસ રાખજો નાયબ નાદીર. ઓ, એ કોણ ? આખરે ઉસમાન પાછો ફર્યો છે ! એ પણ એક મજનુ, લયલીના ફેરાગમાં દેખાય છે!" ફાઝીલે હસીને ટીકા કીધા.

જેવું આ કાજલ બોલી રહ્યો કે ઉસમાન તંબુમાં દાખલ થયો. તે પોતાની જાતથી ઉલટો આજ કાંઇ ગંભીર અને વીચારવંત જણાતો હતો.

"મારૂં નસીબ તે મજનુના જેવું કયાંથી હોય !" તે બબડ્યો; પણ હું તદનજ લોથ થઇ ગયો છું. મને સુવાની જરૂર છે."

તંબુની બહાર નોકરોએ જે આતશો સળગાવી હતી તેના લાકડા અવાજ કરતા હતા. હવે ઉંઘવા શીવાય બીજું કશું કરવાનું ન હતું, આથી તે ત્રણે સુવા લાગ્યા. તેમાંના બે તરતજ ભરઉંઘમાં પડયા. ત્રીજો ઘણીવાર સુધી ઉઘાડી આંખે પડી રહ્યો.

કાઝીએ અનેકવાર ઉસમાનને ચેતાવ્યું હતું કે નાદીર ઉંઘતો ન હતો. હમણાં એનું કારણ તેને રોશન થઇ ગયું હતું.



# પ્રકરણ ૪ થું.

## સુલતાના.

તે અરબ અગાળાઓ, શાહઝાદી શહેરા તેમજ તેણીની રાજકર્તા માદર, તુર્કી ભાષા એટલી છટા થી બોલી જાણતા હતા એ જાણી ઉસમાન અને ફાઝીલ ઘણા હેરત રહ્યા હતા.

પહોર ફાટતાંજ એક અમલદાર એક સુંદર રસાલા સાથે તેઓને લેવા આવ્યો. સિપાહો વાવટા અને પરઘમેના દમામ સાથે આવ્યા હતા. તેઓ તે રાંકડાને સુલતાનાની હજુરમાં લઇ જવા આવ્યા હત.

જ્યારે માત્ર બેજ જવાન બહાર પડયા ત્યારે તે અમલદારે તકરાર ઉઠાવી કે સુલતાનોના હુકમ તો ત્રણ જણાને પોતાની હાજરીમાં મહેલમાં બાલાવવાનો હતો.

" તમારી સુલતાનાને કહે કે હું આવવા ઇચ્છ તો નથી. હું જાતને તુર્ક છું અને તેથી હું સ્વતંત્ર છું. " નાદીરે ઝનુનથી કહ્યું.

તે અમલદારના કાળાં ભાવાં આવ્યા જવાથી ખમણું ઘેરાયલા ભાગાં, પણ તે સલુકાઇથી નમ્યો. અને તે નાનું સરઘસ પોતાને રસ્તે પડયું.

જ્યારે તેઓ મુખ્ય મંજલ કાપી રહ્યા ત્યારે તેઓમાંથી ચાર નોકરો કે જેઓ સફેદ લેબાસમાં સમજાયલા હતા તેઓ તે પરોણાના આવવાની આગળથી ખબર કરવા દોડી ગયા. જ્યારે તેઓ મહેલ આગળ પહોંચ્યા ત્યારે એક જંગી વાવટો ફરકતો કરવામાં આવ્યો હતો, અને તેઓના માનમાં એક સલામતીની તોપ ફોડવામાં આવી.

તેઓના એસતેકબાલ માટે એક લશ્કરી ટુકડી આગળ વધી આવી, કે જેના સિપાહોની ટોપીઓ અને બુટો તુર્કી કીસમના અને એક સરખા હતા. આ સિપાહોના આગળ, પરગણો લડાયક પીપોડીઓ અને રણસીંગડા વાગી રહ્યા હતા. અને આ બધાની આગળ બાદશાહી ઝુંડો ચાલતો હતો.

વળી મહેલના બહારના દરવાજા આગળ પણ સિપાહોની હારો ગોઠવાઇ હતી, અને ટુંકમાં, લોકો

તાજદિવાનખાને પહોંચે તે અગાઉ જે જે જગ્યાએ થી તેઓ પસાર થવાના હતા ત્યાં લશ્કરી ટુકડીઓ ગોઠવવામાં આવી હતી.

તે મોટા દિવાનખાનાના દરવાજા આગળ સુલતાનાના ખાસ જલ્લાદો હતા કે જેઓ તેણીના હુકમને તાબે સઘ ગુન્હેગારોને સજા કરતા. તેઓ કદાવર બાંધાના હતા અને તેઓની નોકરીની નીશાની દાખલ દરેકનાં માથે પાઘડીના આકારમાં એક દોરડો વીંટાળેલો હતો કે જ્યારે દરેકનો ચહેરો દોરીઓના એક નાના સેરાથી ઢંકાયેલો હતો.

બીજે દરજ્જેના દરબારીઓ તે મોટા દિવાનખાનામાં ભીંતની પાસ સામસામી હારમાં નાના સ્ટુલો પર બેઠેલા હતા, અને તેઓની વચ્ચે દરેક થાંભલા પાસે સુલતાનાનો રક્ષણ કર્તા સિપાઇ ઉભેલો હતો, અને જે તે મહેમાનોને હથિયારો નમાવી માન આપતો હતો.

આ સઘળી જગાઓ વટાવ્યા પછી ઘણીજ ચુપકીદી વચ્ચે આખરે તેઓને ખુદ સુલતાનાના ઓર

રડામાં દાખલ કરવામાં આવ્યા. અહીંઆં સુલતાના દગદગા સાથે પોતાની બાદશાહી કુરસીમાં બીરાજે લી હતી.

તેણી એક રૂપાળી છોકરી હોવી જોઇએ. કેમ કે હાલ પણ તેણી એક ખુબસુરત ઓરત હતી. તેણીનું માથુ શહેરાનાજ જેવું નાજુક અને મગરૂર હતુ; અને તેણીનો નકશો અને ઘાટ શહેરાને મળતો આવતો હતો. પણ શહેરાના આંખમાના ઝગઝાટને નરમ રૂપ આપનાર નરમાશ તેણીની ગાદરની આંખોમાં દેખાતી ન હતી. તેણીની આંખો એક આપ અખત્યાર ઘાતકી રાજકર્તાને વધારે મળતી આવતી હતી. એકાદ પળ તેઓ સુરતી દેખાડતી તો બીજીજ પળે અંગારા ફેંકતી. આવા અવારનવારના જુસ્સાઓની નીશાનીઓ તેણીના ચહેરામાં જોવામાં આવતી હતી.

તેણીની બાજુમાં શાહજાદી શહેરા બેઠેલી હતી તેણીને જોતાં લાગણીઓથી ઉસમાન ધ્રુજવા લાગ્યો. હાલ કરતાં આજ તેણી તેને વધારે ખુબસુરત દેખાઇ જ્યારે તેણીની આંખો તેની આંખો સાથે મળી

ત્યારે તે આખો ઓરડો ઉસમાનની નજરમાં ફરતો જણાયો.

સુલતાના અને શાહજાદીની આસપાસ રાજ અ મલદારો ઉભા હતા. સઘળા અરબી ઝુલતા પોશાક માં સજ્જેયલ હતા. કેટલાકોએ ફેઝ પહેરી હતી, જ્યા રે મુખ્ય ભાગે ઝાંઝીબારમાં પહેરાતી નાની પ્રકારની ટોપી પહેરી હતી. કે જે સફેદ સડની બનાવેલી હ તી અને તેમાં વળો આપવામાં આવી હતી. દરેકના હાથમાં એક દેશી લાકડી નજરે પડતી હતી. દરવા જા પાસે થોડાક સીદી આરબો બેઠા હતા, જેઓ વિકરાળ અને ઝનુની દેખાતા હતા અને ઉસમાન તે મજ ફ્રાઉલીનને મળતા માનથી અદેખા પડી ગુસ્સા માં હાલતા હતા, કે જે તેઓ દેખાડતા ન હતા.

તે બે તુર્ક જવાનો સુલતાનાને નમ્યા અને તે બીએ માનથી તેનો જવાબ આપ્યો.

" મને એવું લાગે છે કે, તમે બધા ત્રણ હ તા ?" તેણીએ છટાદાર તુર્કીમાં પુછ્યું.

" હા, ઉંચે તાલેના બખતાવર બાનુ," ફ્રાઉલીન

માનથી જવાબ આપ્યો; " પણ કમનસીબે અમા રો રફિક અમારી સાથે આવી શકયો નહીં."

" તેનું કારણ શું ?" તેણીએ નીખ્ખાસથી જાણવાની તલબ કીધી.

આનો ફાઝીલ જવાબ આપે તે અગાઉ ત્યાં ઉ ભેલા એક જમાદારે કે જે તેઓને લેવા આવ્યો હતો તેણે તેણીને હલુથી અરબીમાં કાંઇ કહ્યું. ઘણું કરીને તે નાદીરના તોછડા અને ગુસ્સેદાર બોલો પાછો કહેતો જણાતો હતો. સુલતાના ગુસ્સાથી કાં પવા લાગી ગુસ્સાના આવેશમાં તેણીએ મુઠ્ઠીઓ વા ળી. તેણીના કાળી આંખોમાં જુસ્સો ઉભરાઇ આ વ્યો તેણી અરબીમાંજ થોડા બોલો બબડી જે ઉ સમાન અને ફાઝીલને સંભળાયા નહી.

શહેરાએ પોતાનો નાનો અને ઝવાહીરથી ભરે લો હાથ પોતાની માદરના હાથપર મુકયો, જાણે કે તેણી તેણીને શાંત કરતી હોય; સુલતાનાએ તે ખ સેડી નાખ્યો પછી શહેરાએ તેણી સાથે તકરાર કી ધી, અને રફ્તે રફ્તે તે તુફાન શાંત પડયું.

" શાહઝાદી શહેરાની જે સેવા તમે બજાવી છે તેની મને ખબર છે." તેણીએ ઉસમાન તરફ ફરતાં આભાર દર્શાવતી ઢબે કહ્યું, "મારે તમારો ઉપકાર માનવો જોઇએ અને હું ઇચ્છું છું કે તમે થોડાક દિવસો અમારા મહેમાન રહો."

શહેરાની ચશ્મો ઉસમાન તરફ ફરી, અને તેણી ઉસમાનને રહેવા વિનંતી કરતી હોય તેમ દેખાવા લાગી. તે ખુશાલીમાં ધ્રુજવા લાગ્યો. શું તેના કાનોએ તેને ઠગ્યો હતો ? તે ભાગ્યેજ માની શકતો હતો કે શાહઝાદીની નજદીકમાં થોડાક દિવસો રહેવાની તેને મહેતલ મળી હતી.

" અમે ઘણાજ હેસાનમંદ છીએ, અને ઘણુંજ. માન મળેલું સમજીએ છીએ." તેણે જવાબ આપ્યો, " આપની મહેમાનદારી અમે મનપુરતી રીતે ચાખશું. આપના મુબારક મેળાપથી અમને ઘણુંજ માન મળ્યું છે અને આ પાદશાહી મહેમાનદારી માટે અમે ઘણા મશકૂર છીએ."

ઉસમાનના મીઠા સુપનો આગળ સુલતાનાનો

ગુસ્સો બીલકુલ ગાયબ થઇ ગયો. શહેરાના મહેરા પર કુદરતી હસવું પ્રગટી નીકળ્યું.

" મહોકાણ ! " ફાઝીલે વિચાર્યું, " ઉસમાન બચ્ચો એકજ ઝપાટે સુલતાનાનો દરબારી અને મા નિતો થઇ પડયો છે."

" તમે આ મહેલથી કયારે જશો તે હું બા ગ્રેજ વિચારી મુકું છું." પણ એ તલક મારી ખા હેશ છે કે આ મહેલ તમે તમારૂં ઘર સમજો. ત મારી મરજી મુજબ વર્તવા તમને પુરતી છુટ છે. અમારા નોકરો તે તમારાજ છે. જે પણ તમારી ખાહેશ હોય તે બેલાશક ફરમાવજો અને તે બજા લાવવામાં આવશે."

ઉસમાનનું જીગર જોરથી ધડકતું હતું. ખરેખ ર આ પાદશાહી પરોણામત હતી. જો કે ફાઝીલ પ ણ તે દરબારની અજાયબીઓ અને મમતાથી રીઝા થઇ ગયો હતો, તોપણ તે વધારે સાવચેત હતો. તે ણે નાદીરના બોલ યાદ કીધા, સિંહણના પંજાથી સંભાળજો.

જો કે તેની સામે પેલા પાદશાહી પ્રાણીને પં જા નહતા, તો પણ તેણીનો ખવાસ એટલો તો આકળો હતો તેથી ઘણુંજ બ્હીવું જોઇએ. તેને મા ટે પણ મહેમાનદારી કબુલી લીધી હતી. ફાઝીલે ખ્યાલ કીધો કે મહેલમાં થોભવાગાં તેઓ વાજબી કરતા નહતા, કારણ તેઓનો એક રફિક નાહિર પા રતીમાં હતો.

" નામવરને રોશન હશે કે અમો એક રફિકને છાવણીમાં અમારી પાછળ મેલી આવ્યા છીએ." તેણે શરૂ કીધું.

" હા મને ખ્યાન છે !" તેણીએ ટુંકમા કહ્યું.

" જો અમે છાવણીમાં રાત્રે પાછા નહીં ફરશું તો તે અશાંત થશે. હું તેની આગળ જાઉં તોબ હેતર થશે." ફાઝીલે કહ્યું.

" ત્યારે તમે અમારી મહેમાનદારી ના કબુલ કરો છો !" તેણીએ મગરૂરીથી પુછ્યું "આ તો છડા માણસની તમારે કાંઇપણ દરકાર લેવી જોઇ એ નહિ, અમારા પાદશાહી નોતરાને એ માણસે

ઘણીજ સલુકાઇથી માન આપ્યું છે ! તે તમારો નદિક થવાને લાયકનો નથી તોપણ અમે તમારા ખે રખાહ છીએ. જેબી પેગામ તમે તેનાપર મોકલવા માગશો તે પહોંચાડવામાં આવશે. "

# પ્રકરણ ૫ મું.

## સિંહણના પંજાથી સંભાળજો.

હાઝીલ આ વાતને કબુલતો નમ્યો, સુલતાના ના ઇશારાથી હાઝીલને પછવાડેની એક ઓરડીમાં લઇ જવામાં આવ્યો કે જ્યાં લખવાનો સરંજામ તેને આપવામાં આવ્યો. હાઝીલે ઉતાવળે ટુંકમાં લખ્યું.

" પ્યારા નાવબ નાહીર,—અમે થોડાક દીવસ પરોણા રહેવાના છીએ. આ માગણી અમે નાકબુ લી શકતા નથી, તમને આવેલા નહીં જોઇ સુલતાં નાના ગુસ્સાનો પાર ન હતો. તમારો ઠરાવ ફેરવી નાખ્યો, અને જલદી અહીઆ આવો—તમારો ખૈ રખાહ હાઝીલ

ફાંઝીલે તે પયગામ એક અરબ ખેપીયાને આ
પ્યો કે તે લઇ જવા ખોટી હતો. એક ડુબાસીયા
એ તેને ખુલ્લે ખુલ્લી સમજ પાડી કે કયાં અને
કોણને તે ખત આપવાનો હતો, અને પાછો તેનો
જવાબ લાવવાનો હતો.

ત્રણ કલાક સુધી તે ખેપીયો પાછો ન ફર્યો.
મહેલ અને બેઓની છાવણી વચ્ચેનો છેટો આશરે
બે કે ત્રણ માઇલનો હતો. આખરે તે ખેપીયાએ
નાદીરનો એક પયગામ ફાઝીલને સ્વાધીન કર્યો. ફા
ઝીલે તે કાગળ હાથમાં લેતાં પારખી કાઢયું કે તે
ની મહોર સાથે રમત રમવામાં આવી હતી. એ
કામ પેલા ખેપીયાની અજાણીતુ' હતું કે દરબા
રીઓનું હતું તે ફાઝીલ પારખી શકયો નહીં.

પહેલી હરોળમાં આવેલો શક તેણે પોતાના
મગજમાંથી તરતજ હાંકી કાઢયો. તે અરબ ખેપિ
યો તુર્કી ભાષાથી જાણીતો ન હોવો જોઇએ. અને
તેથી તે કાગળની મીનાએ તેને કાંઇ ખેંચ્યો ન હો
ય; પણ બીજો શક વધારે બની શકે એવો હતો.
એ બધી મોહકાણ દરબારી ડહાપણની હોવી જોઇએ

આ શોધ પછી શક ભરેલા દિલે ફાઝીલે પેલો કાગળ ઉઘાડ્યો, અને આખો વખત તેને લાગતું હતું કે તેમાની બીના પણ બનાવટી હશે.

તે કાગળ એ મુજબ હતો. " વ્હાલા ફાઝીલ બેગ, તમે પાદશાહી પરોણા થઇ મહેલમાં રહેવાનો વિચાર કીધો છે એ સાંભળી મને દીલગીરી થાય છે. સ્ત્રીઓ કાવત્રાખોર હોય છે. મને કહેવાને કારણ મળ્યું છે કે, ખસુસ કરી સુલતાના લુચ્ચી છે–સિંહણનાં પંજાથી સંભાળજો. ઉસમાન પર નજર રાખજો. ગઇ રાત્રે મેં ખુલ્લી રીતે જોયું કે તે શાહજાદી શહેરા પર દિવાનો બન્યો હતો, અને તેથી પોતાનું માથું તેમજ હૈયું તે ખોઇ દેવાની ધાસ્તીમાં છે."

આ કાગળ જ્યારે હાથ આવ્યો ત્યારે ફાઝીલ ખુદ એકલો એક એકાંત ઓરડામાં હતો, કે જે ઉસમાન અને તેના બાપ માટે અલાહેદો કરવામાં આવ્યો હતો. શહેરાએ ઉસમાનને સકંજામાં લીધો હતો. અને તેઓ મહેલમાં ફરી ફરીને બધું જોવામાં રોકાયલા હતા.

" યા અલ્લાહ ! " ફાઝીલે વિચાર્યું, " જો સુલતાનાએ આ કાગળ વાંચ્યો હશે તો ઘણું જ ન રસું કામ કહેવાશે." તેણે ફરીથી કાગળ વાંચ્યો " સ્ત્રીઓ કાવત્રાખોર હોય છે. મને કહેવાને કાર ણ મળ્યું છે કે, અફસુસ કરી સુલતાના લુચ્ચી છે —સિંહણના પંજાથી સંભાળજો."

ફાઝીલના ભવાં ઘેરાઇ આવ્યાં અને તે ઓરડા માં પગલાં ભરતો ફરીથી અને ફરીથી તે બોલો મ નમાં બોલતો હતો.

" કાંઇ સમજ પડતી નથી તેમાત્ર એક ઓ રત જાતિને ધિક્કારનાર નથી પણ સાથે વળી એક ભેદી પુરૂષ લાગે છે." ફાઝીલ ગુંચવણમાં પડી બ બડવા લાગ્યો.

પણ આ બાદશાહી મહેમાનદારીએ ઉસમાન તેમજ ફાઝીલને અસંતોષીનું એક કારણ આપ્યું ન હતું તેઓનો પડતો હુકમ ઝિંચકી લેવા તેઓ નોકરોથી ઘેરાયલા હતા. આ સઘળી ખાતરીઓ ઉપરાંત ત્યાંની તેઓની જીંદગી ઘણી જ અજાયબ અને નવાઇ જેવા પ્રકારની લાગતી હતી.

મેજબાનીઓ, એક જમવાના ઓરડામાં પીરસવામાં આવતી હતી, કે જેનો છત છીપીઓથી શણગારેલો હતો, અને જે પ્રકાશતી હતી. મધ્ય ભાગની જગ્યા કેળાના પાત્રાઓથી ઢાંકેલી હતી. આની ઉપર ખોરાક મેલવામાં આવતો હતો, અને દરેક જણ કુંડાળામાં ઘેરાઈને બેઠેલો હતો. સૌથી પહેલાં પાણીથી યાતો કેળના થડના નરમ ભાગના ટુકડાઓથી હાથ ધોવાડવામાં આવતા હતા. આ કેળાના થડના નરમ ભાગ એટલા તો રસથી ભરપુર હતા કે જે દાબતાં તેમાંથી હાથ ધોવા પુરતું પાણી મળી સકતું હતું ખાણામાં ગોસ્ત અને સ્વાદિષ્ટ મેવાનો મુખ્ય ભાગ હતો.

" વારૂ, આ બધી ચાહચાહ વિષે તું શું ધારે છે ? " ઉસમાને કાઝીસને પુછયું કે જયારે રાત માટે તેઓ પોતાના ઓરડામાં સોધાયાં હતા.

હું કશું ધારી શકતો નથી. મને એવું લાગે છે કે આપણે એક બીજી દુનીયામાં આવી પડયા છીએ. અને તે લાગે બહેસ્ત છે. મને કાંઇ સમજ

પડતી નથી. પણ એ લોક તુર્કી ભાષા એટલી છ
ટાથી કેમ બોલવા શીખ્યા હશે?" ફાઝીલે અજા
યબી દેખાડી.

"એહ, એ વિષેનું ખુદ શાહજાદીને મોઢેથી
મેં સાંભળ્યું છે. તેણીના કહેવા પરથી એમ લાગે
છે કે તેણીનો બાપ એક તુર્ક હતો." ઉસમાને દ
મામથી કહ્યું.

"તેણીનો બાપ એક તુર્ક !" ફાઝીલે અજા
યબીમાં પડયા કીધા.

"હા; એ અજાયબ થવા જેવું છે નહીં વારૂ !
એ શખ્સ પણ કોઇ સહાસી પુરૂષ હોવો જોઇએ,
નહી વારૂ? એ પણ બીચારો કોઇ આપણા જેવો
હશે." ઉસમાને ખ્યાલ દોડાવ્યો.

"ત્યારે એ શખ્સ કોણ હોવો જોઇએ?"
ફાઝીલના અજાયબી ઉશ્કેરાઇ.

"તે તો ખુદાને ખબર." ઉસમાને અજાણ
પણું દેખાડયું, "ખુદ શહેરાને પણ પોતાના પેદ
રની ખબર નથી. આપણે માત્ર એમજ અટકળી

ણીએ કે, સુલતાનાના ગુસ્સાનો કદાચ  તે ભોગ
થઈ પડયો હોય. સુલતાનાના ગુસ્સાથી તો તું જા
ણીતો છે. તેણી એક છેડાયલી વાઘણ મીસાલ છે.
જો નાદીર તે વખતે તેણીને સપાટે આવતે તો તે
ણી તેને ચીરી કાઢતે. એ પણ કેવો બેવકુફ માણ
સ છે ? દરીયામાં વસી મગર સાથે વેર રાખે છે !
ઓરત જાત વિશે બસ જેમ ગમે તેમ એલફેલ બો
લવા અચકાતો નથી; આથી તો તે પોતાને બીજા
ઓની નજરમાં હલકો પાડે છે."

"એ કીસમનું એવું કાંઇ એ કરે છે તે હું
માનતો નથી. એક નોતરૂં કબુલ કરવું યા નહીં
તેનો તે મુખત્યાર છે. નાદીરના વિચારો તારા કહે
વા મુજબ એક રીતે વિચીત્ર હશે, પણ બાતેનમાં
તે એક ખરો માણસ છે." કાઝીએ નાદીરનો બચા
વ કર્યો.

"છટ, પણ વાર પેલા કાગળનો એણે જવા
બ શું મોકલ્યો ?" ઉસમાને પુછ્યું.

હાકીમ પેલો કાગળ ઉસમાનને દેખાડવા જતો
હતો; પણ તેણે દુરઅંદેશીથી વિચાર માંડી વાળ્યો.

કાઝીએ પતાવ્યું "આપણે અહીંઆ થોભ્યા તે માટે તે દીલગીરી જાહેર કરે છે. તેને એવો ખ્યાલ બેશી ગયો છે કે, સુલતાના કાવત્રાખોર છે, અને ચેતવે છે કે આપણે સાવચેતીમાં રહીએ તો વધારે સારૂં."

"હું કસમ ખાઇને કહું છું કે આવા માણસે તરફથી આવાજ જવાબની મેં વકી રાખી હતી, જેમ એક લાલ કપડું ગોધાને ભડકાવે છે તેમ એક ઓરત નાદીરને ચમકાવે છે. શા પરથી એ કહેવાની હીંમત કરે છે કે સુલતાના કાવત્રાખોર છે!" ઉસમાને ખીજવાટમાં પુછ્યું.

"હું કહી શકતો નથી; પણ નાદીરની તકરારમાં કાંઇને કાંઇ વજુદ હોય છે." કાઝીએ ખાતરીથી કહ્યું.

"ખુદા ખેર કરે! આતો હદ થઇ. કાઝીલ તું પણ તેનીજ સદ્દનો થતો જાય છે. શું તમોએ

સુલતાનામાં કાંઇ પણ એવી નીશાનીઓ જોઇ છે કે જેથી તેણી કાવત્રાખોર સાબીત ઠરી શકે ! " ઉસમાને તકરારમાં પુછ્યું.

" મારે કબુલ કરવું જોઇએ કે તેવું કશું મેં દીઠું નથી, પણ આટલા ટુંક અરસામાં તેણીની પરીક્ષા કરવી એ મુશ્કેલ છે." ફાજીલે કહ્યું.

" જો કે થોડુંકજ થયા આપણે સુલતાનાને તપાસીએ છીએ, તો પણ આપણું અનુમાન નાદીરના કરતાં વધારે ભરસેદાર છે. આપણે તેણીને જોઈ છે. જ્યારે તેણે તો તેણીને જોઇ પણ નથી ! " ઉસમાને બડાઇ મારી.

ફાઝીલ ચુપ હતો. ઉસમાનની આ તકરારમાં તેને સેજ વજુદ જણાયું ખરૂં, તો પણ નાદીરના કાગળના કેટલાક બોલો પોતાના મરજી ઉપરાંત ફાઝીલના કાનોમાં વારંવાર વાગી રહ્યા હતા. " સ્ત્રીઓ કાવત્રાખોર હોય છે. મને કહેવાને કારણ મળ્યું છે કે ખસુસ કરીને સુલતાના વધારે લુચ્ચી છે. સિંહણના પંજાથી સંભાળજો."

" નાદીરે આ તેના ફરમાનુ ખતમાં આપણને બીજી કોઇ ફરમાનુ સલાહ આપી છે ?" ઉસમાને મશ્કરીમાં પુછ્યું.

" તે સુચવે છે કે, ખસુસ કરીને તમારે ત મારા ભેજાને સાવચેત રાખવો જોઇએ. ટુંકમાં, તે કહે છે કે, શાહજાદી શહેરા પછવાડે મુર્ખાંચીઇ ગાંડા બનતા નહી " કાઝીલે માણો માર્યો.

" ખરેખર ? તે ઘણોજ માયાળુ છે. નાદીર ની મારા સંબંધી ભલાઇની ફીકર ઘણી અજાયબ જેવી છે. હું ઇચ્છું છું કે આ વખતે તે અહીંઆં હતે, કે જેથી તેના મોઢાપરજ હું કહેતે કે "તારૂં કામ તું સંભાળ–બીજાના કામમાં માથું મારવાનો તને બીલકુલ હક નથી, " ઉસમાને ગુસ્સામાં કહ્યું.

" ઉસમાન, હવે જવા દે, આટલા બધા ઉશ્કેરાઇ જવાની કશી જરૂર નથી. જો તું નાદીરની સલાહ નહીં ગણકારતો હોય તો શું તું મારી સલાહ પણ નહીં માનશે ! તું શાહજાદી શહેરાના હાવભાવથી તેણીનો ગુલામ બની ગયો છે, એ દે

બીતું છે. પણ હું કબુલ કરું છું કે તેણી ખુબ સુરત છે. પણ આનો નતીજો સારો આવે એમ મને લાગતું નથી." ફાઝીલે ફીકર દેખાડી.

"ફાઝીલ, તારા બોલ પોતાની હદ ઓળંગી જાય છે. હું શહેરાની જાદુઈ જાળમાં સપડાયો છું એ સાંભળી જેટલો હું અજાયબ થયો છું, તેટલો હું માની પણ શકતો નથી. ઘણી ખુબસુરત છે, તે કહેવામાં બીલકુલ અતરાગત કરતો નથી. તેણી એટલી તો ખુબસુરત અને સુંદર છે કે, આવી જોડી મેં કદી જોઈ નથી, અને તેથી હું તેણીની સંગતમાં ઘણી મજાહ લઉં છું." ઉસમાને જવાબ આપ્યો.

"તેણીની સંગતમાં તું ગમત મેળવે છે. આ બોલમાંજ ઘણી ગંભીર મતલબ આવી જાય છે." ફાઝીલે ચોખા મારવા માંડ્યા.

"ફાઝીલ ત્યારે તું મારી પાસે કરાવવા શું માગે છે?" ઉસમાને કંટાળા અને ખીજવાટમાં પુછ્યું, "શું તેણી જ્યારે પણ મને વાત કરાવવા આવે ત્યારે તું શું એવું ધારે છે કે, હું તે

ણીના મોઢા પર માગી પીઠ ફેરવું ? એવું નાદીર કરે ખરો, પણ મારૂં કામ એ નથી. "

" જ્યારે તું આવી ખોટી તકરારો કરે છે, ત્યારે તારી સાથે તકરાર ચલાવવી ફોકટમાં છે. તું કહે છે કે, શાહઝાદીના જેવી સુંદર છોડી કદી તેં જોઇ નથી—એજ એક વાત છે કે, જેપર આપણે બેઉ મળતા છીએ. પણ ઉસમાન, ખરૂં કહેજે શું તેણી તને પેલી પતિંગ સગી કરતાં પણ વધારે ખુબસુરત અને વ્હાલી લાગે છે ? " કાઝીલે સાબુત તીર ફેંક્યો.

ઉસમાનના ગાલ અને ભવાંપર રતાશ ધસી આવ્યો.

" આ સવાલ તું અહીંઆ શા હકની રુએ મુકે છે તે હું સમજી શકતો નથી " ઉસમાને ગુસ્સામાં પુછયું.

" હું કોઇ પણ હકથી એ સવાલ પુછતો નથી, હું માત્ર એક મિત્રની ફરજ બજાવું છું. " કાઝીલે હિમ્મતથી કહ્યું.

" પણ તેનું અહીંઆ શું ? " ઉસમાને થી કબાહને પુછ્યું.

" ઓ ઉસમાન, જરા ખ્યાલ કર. ગંભીર બ ન. તે મરતી વેગાની ખાહેશ ખાતર, તે પતીમ સુંદર બાળકી ખાતર, બેટાની બાપ તરફની નાએ દારી ખાતર, તારા ખુદ જઇફ પેદર ખાતર અને છેવટે તારા ભલા ખાતર તું ડાહ્યો બન." ફાઝી લે ઉથકેરાબને કહ્યું.

" આ બોલો ઘણા કડવા છે, ફાઝીલ " ઉ સમાને ચેતાવ્યું.

" મેં ખાસ કરી આ કડવા શબ્દો મારા મો ઢેથી બહાર કાઢયા છે." ફાઝીલે ખાતરી આપી.

ઉસમાને પોતાનો હોઠ કરડયો અને બારી તર ફ ફરી ગયો. એક પળ પછી ઉસમાન લંબાવેલા હાથે ફાઝીલ ભણી આવ્યો.

" તું ખરો છે, અને હું ખોટો છું. પણ હું પોતાને બીહું છું. મને ધાસ્તી છે કે હું પણ શ હેરાનીજ હવા હમમા લઉં છું. આથી મારી મતી ગુમ થઇ જાય છે. આ બલામાંથી આપણને કાલે

જ સટકી જવા દો." ઉસમાને ઠેકાણે આવતાં કહ્યું.

"ઘણું જ નેક. કાલેજ એમ થવા દેવું જોઇએ." પોતાના રફીકનો હાથ દાબતાં ફાઝીલ બોલ્યો "પણ શું સુલતાના જે નામે પોતાને ઓળખાવે છે તે ખરૂં છે ?"

"હા, તેણીનું અરબી નામ ધરેલું છે. પણ એ બની શકે એવું છે કે તેણીનો તુરકી ભરથાર પ્યારમાં તેણીને કોઇ તુરકી નામથી બોલાવતો હોય." ઉસમાને કહ્યું.

ફરીથી તે રફીકો બેટવા અને સુવા ગયા. ઉસમાનના ઠરાવ ઉપરાંત શહેરાની તસવીર તેને સતાવતી દેખાઇ, અને જે ગીસાલ તેણી તેની જાગૃત પળો લુટતી હતી તેમજ હમણા તેણીની યાદ તેની ઉંઘમાં ખલેલ પહોંચાડવા લાગી. પણ ફાઝીલ, હલકા અને સંતોષી દીલે ભર ઉંઘમાં પડયો હતો. તેના સ્વપ્ના માત્ર તેની મધુર મહેરબાન મુમતાજના હતાં. ગમે તેવા સંજોગો વચ્ચે પણ તે પોતાની પ્યારી પરણેતરની મુરતી મનમાંથી વીસારી શકતો ન હતો.

# પ્રકરણ ૬ ઠું.

## શીકારગાહ.

તે બે શ્રીકોએ કરેલો ઠરાવ કમભાગ્યે ટકી શકયો નહીં. બીજે દીવસે તેઓના માનમાં કેટલીક ખાસ તૈયારીઓ કરવામાં આવી હતી. સવારમાં તેઓ વાઘના શીકારે જવાના હતા, અને સાંજરે ગાયન અને નાચનો મેલાવડો થવાનો હતો. વાઘ ના શીકારમાં જો તેઓ નહીં જાય તો તેઓ નામ ર્દ ઠરવાના હતા, અને તે છતાં જો તેઓ મહેલ છોડી ચાલ્યા જાય તો તેમાં માણસાઇપણું નહીં લે ખાય. કારણ તેઓ માટે ખાસ તૈયારીઓ કરવામાં આવી હતી.

ઉસમાને જ્યારે જોયું કે, શાહેરા પણ શીકા રગાહમાં સામીલ થવાની હતી, ત્યારે તેનું હૈડું તે ના મોહામાં કુદી આવ્યું. એ દેખીતું હતું કે, તે બહાદુર બાળા દિલાવરીમાં પાછળ હઠે એવી ન હ તી. તેણીના શીકારી પોશાકમાં તેણી ઉલટી વધારે

ભેંચાળુકારક જણાતી હતી. જેની સચ્ચાઇ કાઝીમ પણ કબુલ્યા વગર રહયો નહીં. તેણીના પોશાકને એક ભાગ ચીત્તાની ચામડીનો હતો, અને તે તેણી ને ઘણોજ દીપતો હતો, અને તેણીના માથા પર નો સાજ પણ ચીત્તાની ચળકતી મુંવાળી ચામડી નો હતો.

તે ઘોડેસ્વાર શીકારીઓ થોડીવારમાં જંગલમાં જઇ નીકળ્યા. દેશી આરબો શીકારને ઝાડીઓમાંથી બહાર કાઢવા કોશીશ કરી રહયા હતા.

આખો એક કલાક કોઇપણ જાનવર શતરૂના ભેટયા વગર નકામો પસાર થઇ ગયો. આથી તે શીકારીઓ જંગલમાં ઉંડાને ઉંડા પેસતા થતા ગયા.

એકાએક એક દેશી આરબે એક તિક્ષ્ણ ચિ ચિયારી પાડી, આ પછી સાવચેત રહેવાની જીમાણુ મ થઇ. આજ વખતે એક જબરો વાઘ ઝાડીમાંથી કુદયો; અને જે રસ્તે ઉસમાન પોતાનો ઘોડો દપ ટાવતો હતો તેની આડે આવી ઉભો. તે થોભ્યો અને એકાદ પળ ઉસમાનનું વિકાળ રીતે ટીકટી

રહ્યો

એકજ પળમાં ઉસમાને બંદુક ચઢાવી; અને એક ગોળી હવામાં ગાજી રહી. વાઘ પડયો, અને જ્યાં તે જાનવર પડયો હતો તે તરફ દોડયો.

પણ તે પ્રાણી મરણ પામ્યું ન હતું; તે માત્ર ઘાયલ થયું હતું, અને જે પળે તે ઉછાછળો જુવાન તેની આગળ જઇ લાગ્યો કે તેણે પંજા ફંચકયા, અને તેને જમીન પર પટકયો.

ફાઝીલે બંદુક ટાંકી, પણ તેના શરીરની ધ્રીકરે તેનો હાથ ધ્રુજતો કીધો. તેણે બંદુક ફોડી, ગોળી વાઘના માથા પરથી પસાર થઇ ગઇ. બીજીજ પળે એક વધારે ચમકારો થયો અને ગોળી છુટતી સંભળાઇ. આ વખતે નેમ શાબુત ટાંકેલી હતી. ગોળીએ ધારેલી ફરજ બજાવી. વાઘ પાછો ગબડી પડયો, તે મરણ પામ્યો.

જેવો ધુમાડો ઓછો થયો કે શાહજાદી 'શહેરાનો' આકાર ઘાયલ થયેલા ઉસમાન પર ઝુકતો દેખાયો.

"શું એ ઘાયલ થયો છે?" તેણીની પાસે આવી લાગતાં ફાઝીલે આતુરતાથી પુછ્યું.

"હું ધારું છું કે કાંઇ ઘણીજ ગંભીર રીતે નહીં," તેણીએ ધ્રુજતા સાદે કહ્યું, "વાઘના પંજા તેના ખંભા પર પડેલા જણાય છે."

હાઝીલે જોયું કે ઉસમાનનો ડગલો ખંભા આગળ ખુંદાયલો હતો, અને હાથમાંથી લોહી વહેતું હતું. તે તદન બેભાન થઇ પડયો હતો.

પાસેના ઝરામાંથી થેડું પાણી આણવામાં આવ્યું. ઉસમાનનું મોઢું ધોવામાં આવ્યું અને ધીરેથી તે હુશીયારીમાં આવ્યો. આંખો ઉઘાડતાં જે ચહેરા તેની નજરે સઉથી પહેલે પડયો તે ચહેરાનો હતો, કે જે આતુરતાથી તેના તરફ ટીકતો હતો.

"તેં–તેં–મારી જીંદગી બચાવી છે ?" કુદરતી રીતે તેણે કહ્યું.

"ખામોશ !" તેણીએ કહ્યું," એવું બોલવું મુનાસબ નથી. હુશીયારીએ નહીં પણ નસીબે મને યારી આપી. અલ્લાહના શુકરાના માનો !"

તેણીનું બોલવું લાગણીઓથી ભરપુર હતું.

"સુલતાના હાવત્રાખોર હશે," હાઝીલે વિચા

યું, પણ આ અશરાફ છોકરી તેની હોય તો હું મારી જીંદગી વેચી નાખું."

એક ચપળ હાથે તેણીએ પેલો વધે કાપેલો જખમ બંધ્યો. પછી ફ્રાન્સીસની મદદથી ફરીથી ઉસમાન પોતાના ઘોડા પર સ્વાર થઇ જવા શક્તિવાન થયો, અને તે શેકારી ટોળી મહેલે પાછી ફરી.

જ્યારે તેઓ મહેલે આવી પહોંચ્યા ત્યારે સુલતાના ઘણીજ અશાંત હતી. પહેલાં ફ્રાન્સીસે વિચાર્યું કે, ઉસમાનના જીવ સટોસટ બચાવથી તેણી અશાંત થઇ હશે, પણ તેણે તરતજ જોયું કે તેણીની આકુળતા વ્યાકુળતાનું કારણ કાંઇ જુદુંજ હતું. ખરેખ, તે ઘાયલ થયલા જુવાનની તેણીએ થોડીજ દરકાર લીધી, પણ તેણીના મનુની, અશાંત આંખો વારંવાર બારી બહાર જતી હતી, જાણે કે તેણીના ખ્યલો આ મહેલની દીવાલોની બહાર ના હોય.

તેઓની ગેરહાજરીમાં વળી શું બન્યું હતું! હજુરીયા તેણીની આસપાસ ચુપ ફરતા હતા, અને

તેણીને, ધાસ્તી ખાતા, જોતા હતા. માત્ર શાહજાદી શહેરાજ તેણીથી બ્હીતી દેખાતી ન હતી.

તેણીના હુકમથી રાજવૈદને બોલાવવામાં આવ્યો. તેણે તરતજ સુચવ્યું કે ઉસમાને પોતાનો ઓરડો તે દીવસ દરમ્યાન બીલકુલ તજવો ન જોઈએ. વાઘે કાપેલો જખમ મારવા કરતાં વધારે ગંભીર હતો, અને ઉસમાનની હાલત ઘણુંજ ઉશકેરાયલી હતી.

હવે ઉસમાનને માણસોની મદદથી તેના ઓરડામા લઇ જવામાં આવ્યો. ફુઝીલ પણ પોતાના રફીક સાથે જવા કરતો હતો, તેટલાં સુલતાનાએ તેને તેમ કરતાં અટકાવ્યો અને પોતાની હાજરીમાં થોભાવ્યો.

આ હુકમને જો કે ફાઝીલ તાબે થયો તોપણુ તે અજાયબ થયા વગર રહ્યો નહી. શહેરા કે જે આ બધો વખત પેલા ધાયલ માણસને તેના ઓરડામાં જતો જોઇ રહી હતી, તેણી સુલતાના ઉભી હતી ત્યાં આવી, અને તેણીના કાનમાં ધાગેથી કાંઇ અરબીમા બબડી, સુલતાનાએ જાણે તેણીને મા

રવા જતી હોય તેમ પોતાનો હાથ અડધો ઉંચક્યો. આમાં શાહજાદી ડગમગી નહીં, તેણીના માદરની ઝનુની આંખ જરાક નરમ પડી. તે ઉંચકેલો હાથ તેણીની બાજુએ પડી ગયો. તેણીએ પોતાની દીકરીને અરબીમાંજ કંઈ જવાબ આપ્યો, અને પછી શાહજાદીએ એક મોટી અદબ બજાવી અને બહાર ચાલી ગઇ.

“ તમારા નજીકથી તમને દૂર રાખવા હું દીલગીર છું, હાજીલ બેગ એ અકસ્માતના સબબે હું ઘણી દીલગીર છું.” તેણીએ દયાની ઢબે કહ્યું.

સુલતાનાના તદ્દન આ બોલો હદથી જ્યાદા માયાળુ હતા. થોડીક પળો અગાઉની તેણીના ગુસ્સેદાર બોલો અને હમણાના બોલોમાં એટલો તો જમીન આસમાનનો ફરક હતો, કે હાજીલ પોતાના કાનોને માનવા અચકાયો.

શું આ બદલાયલી માયાળુ ચાલ અને બોલો શાહજાદી શહેરાના વચ્ચે પડવાંથી ઉતપન્ન થયા હતા? અથવા તો શું તેણીના બદલાની લાગણીઓ અને તેથી ઉતપન્ન થતા જુસ્સાઓની ભોગ માત્ર હતી?

"હું તમને વધારે ખોટી કરીશ નહીં. તમે મને કહો કે શું હું બધી વાતે એક આપ અખત્યાર સુલતાના નથી?" તેણીએ મગરૂરીમાં પુછ્યું.

"જી હા નામવર. તમે બાદશાહ અને આપ અખત્યાર છો, એમાં શક નથી." ફરીને નગીને કહ્યું.

સુલતાના એકાદ પળ ખુલ્લી રીતે તેના ચ્હેરામાં જોઈ રહી. તેણી તેના બોલોના વજુદની ખાતરી કરવા માગતી હોય તેમ દેખાતી હતી.

"એક રાજકર્તાની બાદશાહ આપ અખત્યાર હોવી જોઈએ, કે જેવી મારી છે, અને તેવી હમેશાં રહેશે. પણ, હું તુરકીઓને પસંદ કરૂં છું. હું તમારી મધુર ભાશા વધારે પસંદ કરૂં છું. મારી દરબારમા મેં તુરકી બોલનારા ઘણાને રાખ્યા છે. મારી દીકરીને પણ તુર્કી ભાષા શીખવવામાં આવી છે, અને તમે જુઓ છો તેમ હું પણ મારી છટાથી એ ભાષા પર કાબુ ધરાવી શકું છું." તેણીએ કહ્યું

"ત્યારે નામવરને આ કહેવત રોશન હશે,

'જે દેશની સુધરેલી રસમો બીજામાં ધારણ કરવા માં આવે છે, તો તે માટે સામેનો દેશ મગરૂર છે' મારા દેશની વધતાં વધની તમે તારીફ કરો તો તે માટે આ તમારા એ હેજ પુરતા છે." હાઝીસે કહ્યું.

આમ બોલતા તે અદબથી નમ્યો. તેણી મગરૂરીથી હસી.

"પણ મારી કીસમની તમારા દેશની તારીફ કરી હું કાંઈ તમારા શરીક સાથે જતો અટકાવવાની ખાહેશ ધરાવતી ન હતી." તેણીએ ચલાવ્યું "વળી તમારા વિષેજ બધું કાંઈ જાણવાની મને તલબ ન હતી. પણ આ બધાની બાતેનમાં તમને ખોટી કરવા મારી કાંઈ બીજીજ મતલબ છે."

"મારી સાથે આપ નામવર એટલા ખુલ્લા દીલથી વર્તો છો તે માટે આ ગુલામ આપનો અહેશાનમંદ છે, જો કે મારામાં એક છાજતા દરબારીના ગુણો નથી તો પણ જો હું આપની સેવા કાંઈ પણ રીતે બજાવી શકતો હોઉં—

"મહેરબાની કરી બેસો," સુલતાનાએ તેને બોલતો અટકાવ્યો.

હાથના એક હંમામદાર લહેકાથી તેણીએ તેને એક દીવાન પર બેસવાની ઇશારત કીધી; અને પછી એક ઘંટડી વગાડી. એક પળમાં શરબત અને મેવાના ખુમચા સાથે એક હજુરીયો દાખલ થયો. તેણે થોડાક શરબત નાખ્યો અને દીવાન આગળ મેલેલાં એક નાની મેજપર તે મુકયો.

કાઝીએ તે સ્વાદિષ્ટ શરબતને ઇનસાફ આપતાં નોશ કીધો. તેને આવા ઠંડા અને શાંતી બક્ષનારા પીણાની ઘણી જરૂર હતી. કારણ પેલા અકસમાતની ફીકરે તે બેગાકળો બની ગયો હતો, અને તેના હોઠ સુકાઇ ગયા હતા. પણ હજી સુલતાના ઇરંભા ઉભેલી જ હતી, એટલે કાઝીએ પણ અદબથી ઉભોજ રહયો.

"મહેરબાની કરી બેસો" સાથી તકરાર નહી થઇ શકાય એવી ઢબે તેણી બોલી, "તમે થાકેલા હોવા જોઇએ, અને આપણી મુલાકાત લાંબો વખત ચાલે એવી છે."

કાઝીએ જોયું કે હાલ તેણી અદબ અને માનની ભુખી ન હતી; અને આથી તેણીએ દેખાડેલા દીવાનપર તે બેઠો.

" હું એકવાર બોલી ગઇ કે હું તમારા લોકો ને પસંદ કરૂં છું, તમારી સુધરેલી રસ્મો અને બો ધો મને અજબ તરેહની ગમ્મત આપે છે. અમારા વિષે તમારો શો મત છે તે મહેરબાની કરી કહેશો?" તેણીએ ઇન્તેજારીથી પુછ્યું.

" હું એક બીન અનુભવી ટીકાકાર છું, " ફ્રા ન્સીસે જવાબ આપ્યો; " અને વળી અહીંઆના મા રા ટુંક રહેવાસ દરમ્યાન તમારા લોક વિષે કોઇપણ પ્રકારનું ઠરેલ મત હું બાંધી શક્યો નથી. તો પણ જેટલું મેં આપની દરબારમાં જોયું છે, તે પરથી હું એવા અનુમાનપર આવું છું કે, તમારી રસ્મો સુધરેલી ઢપની અને માન ભરેલી છે. ખસુસ કરીને અબળાઓની લાયકાત—"

તે થોભ્યો, જાણે કે આગળ બોલવા તે તેણી ની રજા ચાહતો હોય. તેણીની સુંદર આંખો પ્રકા શતી હતી. તેણીની મખમલ જેવી સુંવાળી ચામડી ચળકાટ મારી રહી હતી.

" હં, તે શું ! " તેની તરફ આતુરતાથી જો તાં તેણીએ પુછ્યું.

" ખસુસ કરીને અબળાઓની લાયકાતથી હુ ખુશ અને મગરૂર થયો છું. વળી અહીઆની અબળાઓ બેહદ ખુબસુરત છે." ફાઝીલે તારીફ કાધી.

આ બોલો જો કે ખુશામત જેવા લાગતા હતા, પણ તે તેવા ન હતા. ફાઝીલના બોલવામાં ઘણું વજુદ હતું. તે દરબારમાં તેની નજરે પડેલી બાનુઓ ઘણીજ ખુબસુરત હતી; અને ખસુસ કરીને આ બે અબળાઓ, ખુદ સુલતાના પોતે અને શાહજાદી શહેરાની ખુબસુરતી કુદરતી અને અપાર હતી. તેની નજર આગળ ઉભેલી ઓરત જો કે ઘણી જુવાન ન હતી. તો પણ જુવાન અબળાઓની સુંદર ખુબસુરતીની સરસાઇ કરે એવી હતી.

" આહ!" આજ પડઘો માત્ર ફાઝીલને આપવાના જવાબ તરીકે તેણીના લબોથી સંભળાયો. ફાઝીલના આ બોલો તેણી એક આબે હયાતનો અકસીર જામ કે જે તેણીને હમેશની જુવાનીથી જાણે નવાજવાનો હોય તે પીતી હોય એમ સાંભળતી હતી.

" પણ તમારી તુર્કી ઓરતો પણ ઘણી ખુબસુરત છે ? " છેવટે તેણીએ કહ્યું.

" જી હા, નામવર " ફાઝીલે કબુલ્યું.

જે દીવાન પર તેણી પડી હતી ત્યાંથી ઉઠી. અને તે ઓરડામાં ઝડપી અને ચપળ પગલે આમથી તેમ કાપવા લાગી, તેણીની ચાલવાની અદા એક ચીત્તાના જેવી અવાજ વગરની અને સુરચી હતી.

તેણી બારી આગળ ગઇ અને તે જગતી જમીનના વિસ્તારને જ્યાં સુધી દુરની ટેકરીઓના મથાળાં દેખાય ત્યાં સુધી જોઇ રહી. એ ટેકરીઓના મથાળાં વળી બધુ આસમાન સાથે મળી જતા દેખાતા હતા.

" તમને તસવીરોનો શોખ છે ? " એકાએક તેના તરફ ફરતાં તેણીએ પુછ્યું.

" છે, ખરો. " ફાઝીલે જવાબ આપ્યો.

તેણીએ પોતાની છાતી પરથી એક મોટો સોનાનો લાકીટ ખેંચી કાઢ્યો.

" તમે ખુબસુરતી વિષે હમણાં બોલતા હતા

આને શું તમે ખુબસુરતીની ઉપમા આપશો ? ” તેણીએ પુછ્યું.

તેણીએ તે ઉઘાડેલો લાકીટ તેના હાથમાં આપ્યો, જેમાં એક સુંદર છોકરીની તસવીર હતી. પહેલાં તો ફાઝીલે ધાર્યું કે તે શાહજાદી શહેરાની તસવીર હતી, પણ આ છોકરી તેણી કરતાં પણ વધારે હોસન ધરાવતી હતી. શહેરાના ચહેરામાં પવિત્ર ખુબસુરતીનો ભાસ થતો હતો, જ્યારે આમાં મનહરણ અપાર ખુબસુરતી હતી.

“ કેટલી બધી ચહેરે નમુન ! ” અજાયબીથી ફાઝીલે પડઘા કીધા. “ હું ભુલતો ન હોઉં તો આ તસવીર આપ નામવરનીજ છે ? ”

“ હા, જ્યારે હું લગભગ શહેરાની ઉમરના જેટલી હતી ત્યારની એ તસવીર છે ત્યારે મારી ઉમર સોળ કે સતરની હતી.” તેણીએ મગરૂરીથી કહ્યું.

સતર વર્ષની સુંદરી ! હમણા પણ તેણી એક પુખ્ત ઉમરે પુગેલી ઔરત હતી, અને તેણીની ખુબસુરતી ખીલેલી અને ઘણાજ ઉંચા પ્રકારની હતી.

પછી ફ્રાઝીલે જોયું કે લાકીટની બીજી બાજુએ ત્ર
ણી. એક બીજી પણ તસવીર હતી. તે એક જુવાન
અને મનહર માણસની છબી હતી. આ તુર્કની છ
બી જોઈ ફ્રાઝીલ ચોંકયો.

તેણીની આંખો ફ્રાઝીલની આંખો સાથે લાગી
રહી હતી તેણી તેને બારીકાઈથી તપાસતી હતી. જો
કે દીવસ ઘણો ગરમ હતો તો પણ ફ્રાઝીલના અં
ગમાંથી ઠંડીની એક કંપારી પસાર થઈ ગઈ.

“ અને આ છબી કોણની ? ” તેણે પુછયું.

“ એ મારો જુવાનીનો સાથી હતો.” તેણીએ
બેદરકાર રીતે કહ્યું. “ તે હાલ જીવતો નથી.”

“ ઠંડીની કંપારી કે જે ફ્રાઝીલ પર ગાલેબ
થઈ હતી તે હજી તેને છોડી ગઈ નહીં. તે શાંત
થવા મથ્યો, પણ તેમ તેનાથી થઈ શકયું નહીં.
ખરેખર, તે તેજ અભાગ્યા તુર્કી જુવાનની છબી
હોવી જોઈએ કે જે સાંભળવા મુજબ સુલતાના સાથે
આગાઉ પરણ્યો હતો. શું ખરેખર તે મરણ પામ્યો
હતો ! અને એક બાગમાં જો તે ગુજરી ગયો હોય,
તો તેનું મોત શા કારણે નીપજેલું હોવું જોઈએ.

આ જાણવાની તલપ તે પોતાની આગળ જ બેસી ઓરતથી કરે એ મહાલ હતું. તેણીએ આ બાત પર એટલી તો ટુંક અને ટરેલ રીતે બોલી હતી કે જાણે પોતાની જીંદગીનો આ સફો તેણી ટુંકમાંજ પતાવતી હતી.

એક અકુદરતી શાંતી ફેલાઇ. આખરે તેણીએ તે ચુપકીદી તોડી.

" તમે હમણાંજ કહેતા હતા કે થોડાક દીવસના અહીંના તમારા રહેવાસથી અમારા દેશની રાહ રસમો. તેના લોકો અને ઝબાનનો પુરેપુરો એક ચોક્કસ મત તમે બાંધી શકતા નથી. આ તમારૂં કહેવું તદન ખુલ્લા દિલનું છે. આ કરતાં જો તમારો જવાબ કોઇ બીજોજ હતે તો તે હું માનતે નહિં. પણ શું કામ એ બધું તપાસવાને તમને પુરવો અવકાશ ન મળે ? તમે અહીંઆં શું કામ ન રહો ? તેણી કાકલુદીની ઢપે બોલી.

" હું અહીંઆ વસું ? " તેણી તરફ અજાયબીમાં જોતાં ફ્રાઝીએ પુછ્યા કીધા.

" હા, અહીંઆ અમારી દરબારમાં. " તેણીએ કહ્યું.

" નામવાર આત્ર રમુજમાં એમ બોલતા લાગે છે ? " સાવચેત થતાં અને હિમ્મત અને ડહાપણ એકઠી કરતાં ફાઝીલ બોલ્યો.

" નહીં, હું પુરતી ગંભીરાઇથી કહું છું. હું મારી આખી જીંદગીમાં એટલી ગંભીર ન હતી." તેણીએ ખાતરી આપી.

પેલા લાકીટમાંની તસવીર તરફ ફાઝીલના વિચારો પાછા પવન વેગે દોડયા. તે કાંઇ સુલતાનાની તસવીરનો વીચાર કરતો ન હતો, તે પેલી બીજી તસવીરના વિચારમાં પડયો હતો.

" ઠીક, ઠીક, " અધીરાઇથી પોતાનો પગ આસીયા પર ઠોકતાં તેણી બોલી, " એક ચોકકસ ઠરાવ પર આવવા તમે લાંબો વખત લીયો છો. મારી માગણીઓના જવાબો માટે આટલીવાર ખોટી મારાથી થઇ શકાતું નથી. તમારૂં કહેવું શું છે ? "

" મારી આખી જીંદગીમાં કદી પણ મને એટલો બધો ઝાપાટે ચઢાવવામાં આવ્યો ન હતો; તે

ભારી માગણી માટે આભાર માનવા મારામાં તાકા ત નથી, પણ કમ ભાગ્યે એ માગણીને હું અંગીકારી આપી શકતો નથી." હાજીએ ખુલ્લેખુલ્લું કહી દીધું.

"શું કામ નહીં?" તે નરમ ફીસનું તેજ તેણીની ચશ્મોમાંથી નાબુદ થયું હતું; તેણીનું બોલવું બીજાસી રીતનું હતું." "શું કામ નહીં?"

"કારણ, મારી ફરજ અહીંઆં બજાવવાની નથી, કેમકે મારા દેશનો મારા પર હક છે." હાજીએ કહ્યું.

"ફરજ!" તેણીએ મશ્કરીની અદાથી કહ્યું. "છટ! દરેક માણસ પોતાનો મુખત્યાર છે.!"

"હા, પણ મારે પાછો મારા વહાલા સગાઓનો વિચાર કરવાના છે." હાજીએ પોતાના કુટુંબની યાદ હૈયે ધરતાં કહ્યું.

"શું ઇરતમગોળમાં તમારી મહેરદાર પણ છે?" તેણીએ જલદી પુછયું.

"નહીં; પણ મારી એક બુઢ્ઢી માદર છે." હાજીએ કહ્યું. હાજીએ ખરુસ કરી [illegible]નું નામ

તેણીને કહ્યું નહીં. કારણ સુલતાના એક અજબ ઓરત હતી, અને તેથી પોતાની નેમમાં ફાવવા આ તે ફાઝીલને મુમતાજથી કોઇ પણ કીસમે જુદો પાડી પોતાનો કરવા તેણી પાછળ હઠે અગર તો હાર ખાય એવી દેખાતી ન હતી. જો કે આ વાત માં ઘણું વજુદ ન હતું તોપણ ફાઝીલે કહાપણ વાપરવાનું વાજબી ધાર્યું.

"તમારી માદર તમારા સુખ ચેનની વચ્ચે આ વે એ કાંઇ વાજબી નથી. જો તમને અહીંઆ ર હેવાનું પસંદ હોય તો તમારાં માદર પણ અહીં આં આવશે. હું તમને કહી ચુકી છું કે હું તુંને વખાણું છું." તેણીએ કહ્યું.

"મારા માદર જઇફ છે. તેવણ અહીંઆં આ વવાનું પસંદ કરશે નહીં તેવણને અહીંઆં આવ વા ફરજ પાડવાની મારામાં સત્તા નથી. પોતાનો બાપીકો દેશ તેવણ કદી પણ તજશે નહીં ફરીથી હું નામવરનો આ દિલાવર માગણી માટે આભાર માનું છું. પણ ફરીથી વે હું નાકબુલ કરૂં છું." ફાઝીલે હિમ્મતથી કહ્યું.

" વિચાર કરો. ઠરાવ પર આવો તે આગળ ઉતાવળા ન બનો." તેણીએ કહ્યું.

મેં પુરેપુરો વિચાર કર્યો છે; અને કાંઇ પણ વધારે વિચાર મારા ઠરાવને ઢીલો પાડી શકશે નહીં." ફ્રાંઝીલે હુજ્જત ચાલુ રાખી.

ફરીથી તેણી વગર અવાજે અને ઝડપી ચાલે પેલી બારી આગળ જઇ ઉભી. તેણી એમ કરવા જતી હતી તેટલાં તેણે તેણીનો ચ્હેરો સેજ જોયો. તે એક ખુબસુરત શેતાનનો ચ્હેરો હતો.

પણ જયારે તેણી તેના ભણી ફરી ત્યારે તે મુખડો એક સંગેમરમર જેવો સખ્ત અને ઠંડો હતો.

" આ જગ્યાએથી તમે કયારે બહાર પડવાનો વિચાર રાખો છો ! " તેણીએ શાંત રીતે પુછ્યું.

" નામવરને મારી એ વિનંતી કરવાની હતી કે મારે તેમજ મારા શરીકને કાલેજ શાહીંમાં જવાની રજા આપવામાં આવે; પણ, પેલા અકસ્માતને લીધે થોડા દીવસ વધારે થોભવાની અમને ફરજ પડે એમ છે." ફ્રાંઝીલે કહ્યું.

તેણીએ ઘંટડી વગાડી, અને જે હજુરીયો હા ખલ થયો તેને અરગીમાં એક પયગામ આપ્યો.

"મને માફ કરજો," તેણીએ કહ્યું. "તમોએ હમણાજ કહ્યું કે થોડાક દીવસ વધારે નાખુશીથી તમે અમારા મહેમાન રહેવાના છો. ખરેખર, જો આપણી આ મુલાકાતના સાથે તમે એ મહેમાનદારી ટુંકી કરવા ચહ્છતા હો તો હું ખરા અંતઃકરણે દીલગીર છું;" સુલતાનાએ દીલગીરી ભરી ઢપે કહ્યુ.

આમ તેણી ઘણુાજ માયાળુ અને દિલસોજ સાદે બોલી. પછી તેણીએ એકાએક તેનો હાથ પકડયો અને દબાવેલા ગુસ્સા સાથે પુછ્યું.

"મને કહો, પેલા તમારા તોછડા રશીદે અમારી સામે તમારા કાન ભાંભેર્યા છે?"

આ સવાલ એટલો તો અચાનક અને ચોકાવનાર હતો કે કાશીમ પાધરો જવાબ આપવા ફસાઇ ગયો.

"નામવર હું." તે તોતડો બોબડો બોલવા લાગ્યો.

" મને જવાબ આપો ! " તેણીએ ક્રુની રીતે પુછ્યું.

" પણ અમારો રફીક તમને પીછાણતો નથી અને તેથી તે તમારા વિરૂધ્ધ તે શું કહી શકે ? પણ જે વાત તે જાહેરમાં સાબીત કરવા ચુકતો નથી તે ખુલ્લા દિલ્હે તમારી આગળ કહેવા હું અચકાતો નથી. તે તમારી અબળા જાતીને નાપસંદ કરે છે. " હાઝીએ કહ્યું.

" તે મારી અબળા જાતીને ધિક્કારે છે ? બસ, હવે બસ થયું." તેણીએ ઘંટડી વગાડી. "આ પછી મુલાકાત પુરી થઇ છે."

## પ્રકરણ ૯ મું.

### કાવતરૂં.

તે હજુરીઓ દાખલ થયો, અને તે બાદશાહી હાજરીમાંથી હાઝીહને લઇ ગયો, આ પછી હાઝી બ' ઉસમાનના ઓરડા પાસે ગયો, પણ તેણે તરત

જ જોયું કે દિસમાનને અલાહેદા ઓરડામાં બંધ કેદ રાખવામાં આવ્યો હતો.

જ્યારે તે ઓરડા પાસે આવી લાગ્યો, ત્યારે તેણે અજાયબી વચ્ચે જોયું કે તેનો દરવાજો દરબારના એક અમલદારની ચોકી હેઠળ હતો.

" મને હુકમ મળ્યો છે કે કોઈને પણ દાખલ થવા દેવું નહિ." કાઝીની દાખલ થવાની માગણી નાકબુલ કરતાં તે બોલ્યો.

" શું કામ નહિ ?" કાઝીએ અજાયબીમાં પુછ્યું.

" રાજ હકીમની એવી ભલામણ છે કે દરદીને કોઈ પણ તકલીફ આપે નહિ." અમલદારે કહ્યું.

" શું તેની હાલત વધારે માઠી છે ?" કાઝીએ આતુરતાથી પુછ્યું.

" તેની મને ખબર નથી. હું માત્ર હકીમનો ફરમાવેલો બંદો છું." અમલદારે કહ્યું.

કાઝીએ પહેલાં પેલા અમલદારને બાજુએ પટકી જોરથી દાખલ થવાનો વિચાર કીધો, પણ એ

કે પળના દુરઅંદેશી ભરેલા ખ્યાલે તેને તેમ કરતો અટકાવ્યો. આમ જો તે કરે તો માત્ર તેની હસી થવાની હતી.

આથી તે પોતાના ઓરડામાં ગયો, કે જ્યાં વધારે શાંત રીતે તેઓની સ્થિતી પર તે વિચાર દોડાવવા ચાહતો હતો.

પહેલી દરોજમાં, સુલતાનાએ કે કોઇ બીજાએ તે કાગળ ફાડયો હતો, તેની દ્ફ્ઝીસ બરાબર ખાટ કળ કરી શકયો નહિ. તો પણ તેણી પેલા કાગળની બીનાથી જાણીતી લાગતી હતી. કે જે તેણીને રૂચી ન હોય.

વળી ફાઝીલે સાફ જોયું કે સુલતાનાની મતલબ તેને અને ઉસમાનને જુદા રાખવાની હતી. તેણે મહેલમાં રહેવાની માગણી ના પાડવા માટે વા તો ઉસમાન પાસેથી, ફાઝીલે જે જવાબ આપ્યો તેથી તદન ઉલટોજ જવાબ મેળવવાની મતલબે તેઓને જુદા રાખવામાં આવતા હોય.

તેણે યાદ કીધું કે જે પળે તેણે પોતાનો આ દઢ ઠરાવ તેણીં આગળ રજુ કર્યો, ત્યારે તેણીએ એ

કે હજુરીયાને બોલાવી તેના કાનમાં કાંઇ ચેતાવ્યું હતું: આ પયગામ તેઓએ હકીમ પરજ મોકલેલો હોવો જોઇએ, કે જે ઉસમાનની સારવારમાં હતો, અને એથી તે દરદીની હાલતથી નહિ પણ સુલતાનાનીજ મરજીથી ફાઝીલને તેના રફીકના ઓરડામાં જતો રોકવામાં આવ્યો હતો.

“ઓરતો દગાખોર હોય છે.” નાદીર લખતો હતો. કહેવાને “ મને કારણ મળ્યું છે કે સુલતાના ખસુસ કરીને વધારે લુચ્ચી છે. સીંહણના પંજાથી સંભાળજે.” આ બોલો સુલતાનાના બાબમાં બોલેબોલ ખરા પડતા હતા. તે બોલો વધારે કડવા એ કારણે હતા કે તેઓ આબાદ સુલતાનાને લાગુ પડતા હતા.

ફાઝીલ હવે પુરેપુરો માનવા લાગ્યો કે નાદીરનો સુલતાના તરફનો અનુમાન તદ્દન વાજબી હતો. જ્યારે આ માણસની અટકળ આટલી બધી સાચી હતી ત્યારે એના સિવાય ફાઝીલને બીજો કોણ વધારે અનુભવી સલાહ આપનાર હતું ? ”

ઉસમાનથી વીખુટો પડેલો હાકીમ બારહાઓથી ઘેરાઇ ગયો હતો. જે સબળા સુલતાનાના ફરમાવેલા ગુલામો હતા. શાહજાદી શહેરા ! શું તે ખુબસુરત શાહજાદી પણ પોતાની ખુબસુરત માદર જેટલી જુઠી હતી ! શું તેણી પણ તેટલીજ ફાવત્રાખોર હતી ? આમ કેમ કહી શકાય ? પણ હાકીમે તે ણીની પરીક્ષા કીધી હતી. તેણીની આંખોમાંની પ વીત્રતા, તે મર્દાનગી ભરેલી બહાદુરી કે જેના બ ળે તેણીએ ઉસમાનને બચાવ્યો હતો, એ સઘળા પરથી હાકીમ એવા મતે આવ્યો કે, શાહજાદી કાં ઇ ફાવત્રાખોર ન હતી. નાયબ નાદીરના જેમ હાકી મ કાંઇ ફેકજ ઓરતમાં બેવફાઇ જોતો ન હતો.

તેણે એક હજુરીયાને પોતાનો ઘેડો તૈયાર રા ખવા હુકમ આપ્યો, અને પછી જે રસ્તેથી તે દા ખલ થયો હતો, તે રસ્તેથી તે મહેલ બહાર પડયો. સુલતાનાના જલ્લાદો કે જેઓ મોટા દીવાનખાનાના દરવાજા પર બેઠેલા હતા, તેઓ હાલ અગાઉ કરતાં પણ વધારે વિકરાળ દેખાતા હતા.

ફાઝીલ ઉતાવળે તેઓની આગળથી પસાર થ થ ગયો, અને બહારની જમીન પર આવી લાગતાં તેણે એક ઘોડાવાળાને જોયો, કે જે ઘોડો તૈયાર રાખી ખોટી થતો હતો.

ફાઝીલે જોયું કે તેનાથી થોડે દૂર સુલતાનાનો એક સિપાહ પણ ઘોડેસ્વાર થયલો હતો.

મહેલને લગતી જમીનો જેવી તે વટાવી ગયો, કે તેણે પાછળ ફરીને જોયું કે પેલો સિપાહ પણ તેની પછવાડે આવતો હતો.

" એક પાદશાહી જાસુસ ! " બીડેલા દાંતે ફાઝીલ બબડયો.

જ્યારે તે પોતાની છાવણીએ જઇ પુગ્યો ત્યા રે તે જાસુસ ઘોડેસ્વાર ત્યાંથી ચાલીશ કે પચાસ વારના છેડા પર ઉભો રહયો.

કેટલાક દેશી નોકરો અને કામદારો છાવણીના બહાર ભટકતા હતા. ફાઝીલ પોતાના તંબુમાં દાખલ થયો, પણ તે ખાલી હતો.

" નાયબ નાઝીર ક્યાં છે ? " તેણે પોતાના ખવાસને પુછ્યું.

મખરૂક—કે જે તે નોકરનું નામ હતું. તે શું ચવાવશે અને અજાયબીમાં કાંઈ જોવા પડશે.

"નાયબ નાદીરે પોતાનો તંબુ આજે બડી ફજરમાં છોડયો, સાહેબ તેઓ તમને જોવા ગયા છે." નોકરે કહ્યું.

"મને જોવા?" કાઝીએ અજાયબી દેખાડી.

"હા, નામવર, શું આપે એક ખેપીઆ મારફતે તેવણ પર એક પયગામ મોકલ્યો નહીં? નોકરે કહ્યું.

"મેં! બિલકુલ નહીં! તું કાંઈ ભુલ કરતો હશે" કાઝીએ અજાયબીમાં અને શકમંદ દિલે કહ્યું.

"ત્યાં જરાપણ ભુલ નથી. ગરીબ પરવર ખુદ નાયબે એ વાત મને કહી" નોકરે ખાતરી આપી.

"નાયબ નાદીર મને કયાં મળવાને આશા રાખતા હતા? કાઝીએ જાણવા માગ્યું.

"વીરની ગુફા આગળ"! તેણે કહ્યું.

કાઝીએ વીરની ગુફા વિષે સાંભળ્યું હતું. પણ

તે તેણે કદી જોઇ ન હતી. તેની સાથે પશ્ચી દંત કથાઓ જોડાયલી હતી, અને આ ગુફા એક વખતે દરવીશોની મળવાની જગ્યા હતી.

તે જુવાન માણસ ગુંચવાઇ અને ગભરાઇ ગયો. શું તેઓને સપડાવવા છટકા મુકવામાં આવતા હતા ? તે દિવસે બીજું કાંઇ વધારે કરી શકયો નહીં. કાલ સુધી તેણે થોભવું જોઇએ. તેણે નાદીર માટે પોતાને હાથે લખેલો, એક કાગળ તંબુમાં મુકયો કે જેથી તેના પાછા ફરવાથી તે તેના હાથમાં જાય અને બીજી કોઇ ગંભીર ભુલ ન થાય.

તે ઘોડેસ્વાર કે જે તેની પુઠે આવ્યો હતો તે હજુ ત્યાં થોડેક છેટે ઉભો હતો. જ્યારે ફારીલ તેના પાસે જઇ લાગ્યો ત્યારે કાઝીલે લગામ ખેંચી અને તેની સાંભસાંભે થઇ ગયો.

" શું તને સુલતાનાએ મારા પર જાસુસી રાખવા મોકલ્યો છે !" કાઝીલે ગુસ્સાથી જણાવા માગ્યું.

તે માણસે સલામ કીધી, પણ પાછો એક પુતળા પેઠે ચુપચુપ થઇ ગયો. કાઝીલ ગુસ્સામાં બો

ર્યો હતો. એવું જાણતાં કે તે દરબારમાં ઘણાખરા તુર્કી જાણતા હતા. પણ તે જાસુસે આનો કાંઇપણ જવાબ ન આપવાથી ફાઝીલે અરબીમાં બોલવાની કોશેશ કીધી.

પણ તે જાસુસ હજુ પણ એક મુંગા અને બ્હેરાનો પાઠ રમતોજ રહ્યો. ફાઝીલને તેને મારી કાહડવા મન થયું, પણ તેની પાસે એક બંદુક હતી અને તેથી તે સાંભા થવા વગર રહે એવો અરજ બચ્યો ન હતો.

મહેલમાં પાછા ફરતાં ફાઝીલે શાહઝાદી શહેરાને મળવાની તજવીજ કીધી. પણ બધા હજુરીયા તેણી ક્યાં હતી તે કહેવા કાન પર હાથ મેલતા હતા. હાજરે પાદશાહી ખાણા દરમ્યાન ફઝીલ તેણીને અછડતી જોવાની આશા રાખતો હતો; પણ જો કે તે વખતે સુલતાના હાજર હતી. તો શાહઝાદી ત્યાં નજર આવતી ન હતી. તેના અજાયબી વચ્ચે તેણે સાંભળ્યું કે જે નાચરંગ તેઓના માનમાં થવાનો હતો તે મુલતવી રાખવામાં ન આવ્યો હતો.

# પ્રકરણ ૧૦ મું.

## એ તેજ ગીત.

સઘળા મહેમાનો અને રાજ ઘરખટલાના સઘળા અમલદારો આસરે રાતના આઠના શુમારે મહેલની બાજુએ જલસાઓ માટે રાખેલા અલાહેદા બાગમાં એકઠા થયા.

ફાઝીલને સુલતાનાની ડાબી બાજુએ બેસાડવામાં આવ્યો, કે જે એક માનની બેઠક હતી. તેણીની જમણી બાજુની કુરસી ખાલી હતી.

આની મતલબ શું? શું આ કુરસી દરદી ઉસમાનને માટે રાખેલી હતી?

વાત એવીજ હતી. જ્યારે જલસો શરૂ થવા જતો હતો કે ઉસમાનને ત્યાં દાખલ કરવામાં આવ્યો. તેનો હાથ ઝોલીમાં હતો. તે એ વખતે ઘણોજ આનંદી દેખાતો હતો. તેને સુલતાનાની બાજુની કુરસીમાં બેસાડવામાં આવ્યો.

ફાઝીલે છુટકારાનો એક દમ ખેંચ્યો. ઉસમા

નમાં કોઇ પણ પ્રકારની ઘણીજ ધાસ્તી ઉપજાવ નારી નીશાનીઓ જોવામાં આવતી ન હતી. તે સેજ તાવથી પીડાતો જણાતો હતો, પણ આ તાવ ખુશીનું હતું.

ફાઝીલને તે દરદીના ઓરડામાં જતો અટકાવ વામાં આવ્યો, તેથી તેને ઉત્પન થયેલા શકને આથી હવે પુરતે પુરતો ટેકો મળ્યો. એક ખાસ ખેલ ર મવામાં આવતો હતો કે ઉસમાન અને ફાઝીલને મ ળવા ન દેવા. અને જો કે આ વખતે તે બે રફિ કો વચ્ચે એક બેને ગળાવા માત્ર થોડાક પગલાનો અંતર હતો તોપણ તે તફાવત એટલો તો સાબુત હતો કે જાણે તેઓની વચ્ચે એક મજબુત ભીંત ઉભી હોય એમ લાગતું હતું.

સુલતાનાની હજુરમાં તેઓ વાતચીત કરી શકે નહીં. રાત્ર થોડાક અરસપરસના ઇશારા શિવાય બી જું કાંઈ વધારે તેઓ કરી શકયા નહીં. ફાઝીલની છાતીપર જે શકમંદ વાતોનો બોજો પડેલો હતો તે ઓછો કરવા ખાસ અવસર ન હતો. તેઓ ધીમી વાત ચીતો કરી શકતા ન હતા.

જેવો ઉસ્માન પોતાની કુરસીમાં ગોઠવાયો કે લગભગ તેજ પળે હતા સુંદર વાજીંત્રોના સરોદોથી વાજી રહી; પણ વગાડનારા નજરે પડતા ન હતા.

આ પછી વાજીંત્રોના સરોદો સાથે ગાવાના ઘણા મીઠા હલકો શામેલ થયા. તેઓનું ગાણું એટલું તો સરખું અને શીરીન હતું કે માત્ર એકજ જણ ગાતું હોય તેમ લાગતું હતું.

જેવો ગીતનો એક ભાગ પુરો થયો કે પાછો તેને વધારે જોશ સાથે આગળ લલકારવામાં આવ્યો; અને આ પળે તે જગ્યા સંખ્યાબંધ સુંદર સફેદ લેબાસની ગાનારીઓથી ભરાઈ ગઇ. પ્રાઝીસને લાગ્યું કે આ નાચની ખુબી અને ખુબસુરતી કદી તેણે પોતાની જીંદગીમાં ભોગવી ન હતી. સૌથી પહેલાં આ નાચ ધારેથી શરૂ થતો હતો; આ પછી તે ઝડપી બનતો જતે; નાચનારી અબળાઓના પગ પવન જેવા હલકા ઉંચકાતા હતા. નાચણની ઝડપ કદમ દર કદમ તેની ઝમકમાં વધતી હતી. આખા ભોંયસેળ અને ગોળ નાચ દરમ્યાન કે

ધ પણ એવા પ્રકારની ફેશાદ્ય જોવામાં આવતી ન હતી જેથી તે નાચમાં જરા પણ ખામી જણાય.

આ પછી ગાનતાન શરૂ થયું. ઘણાખરા ગીતો અરબીમાં હતાં. ફાઝીલને અરબી બરોબર આવડતું ન હોવાથી જો કે તેઓ ઘણાજ ખેંચાણકારક હતા તો પણ વારંવાર ફાઝીલના વિચારો જે જે ગુંચવાડા અને શકોમાં તે ફસાયો હતો તે તરફ દોડતા હતા.

જો ઉસમાન સાથે પાંચ મીનીટની ફાઝીલને વાત કરવાની મહેતલ મળે તો તેના બદલામાં તે ઘણું પણ આપવા તઇયાર થાય. એ પણ તેની ખાહેશ બર આવે એમ ન હતી. આ વખતે સુલતાના ખુશ મીજાજમાં હતી. તેથી વારંવાર ઉસમાને અને ફાઝીલ સાથે વારાફરતી ખુશ મીજાજે ટોલ ટપ્પા ચલાવતી.

આ બધાનો જવાબ ફાઝીલ નારાજીથી અને સાવચેતીથી આપતો હતો. સુલતાનામાં તેનો અવિશ્વાસ વધ્યો હતો, અને તેણીનું મનહરણ હસવું તેને કડવું અને કંટાળા ભરેલું લાગતું હતું.

ફરીથી તેણે પોતાના મનમાં પુછ્યું શહેરા ક્યાં હતી? તે સાંજરે જમણ વેળા તેણી દેખાઇ નહીં, અને હમણા પણ જો કે તે તમાશાગીરોમાં તેણીને શોધી કાઢવાની વકીમાં ખુબ મહેનતમાં પડયો હ તો, તો પણ તેણી નજરે પડતી ન હતી.

પણ એકાએક તેની ખાહેશ ન ધારેલી રીતે બ ર આવી. એક સરગસના આકારમાં કુંવારીકાઓઓ પુલોના હારો સાથે ગીત ગાતી તે અખાડાની રંગ ભુમી પર દેખાવ દીધો.

જેવો ગીત ખતમ થયો કે તે ટોળું એક કું ડાળામાં ફરી વળ્યું અને મધ્ય બીંદુમાંથી શાહજા દી શહેરા નીકળી આવી. તેણી સુંદર સફેદ પોશા કમાં સજ થયલી હતી અને તેણીના હાથમાં પાંચ દોરીનું એક વાજીંત્ર હતું.

તેણીએ તરતજ બધાનું ધ્યાન ચોર્યું. દરેક આંખ તેણી પર ખેંચાયલી હતી, અને જ્યાં સુધી તેણી અદ્રષ્ય થઇ નહીં ત્યાં સુધી દરેકની આંખ તેણી તરફ ખેંચાયલી હતી.

આ પછી પોતાનું હૈયું તેણીએ ગીત મારફતે ખાલી કરવા માંડયું. જો કે ફાઝીલને અરબી બરો બર આવડતું ન હતું તો પણ તેણીના શીરીન અને સાફ હલકથી તેને પણ સમજ પડવા લાગી. ઉસમાનની તો વાતજ ન પુછવી. તેણીને સાંભળ વામાં તે દમ સુદ્ધાં ખેંચતો ન હતો.

સૌથી પહેલાં તેણીએ ગાયું તે એક અસરકા રક ગંભીર પ્રકારનું ગીત હતું, અને જેની સાથે શહેરા પોતાના હાથમાંનું વાજીંત્ર વગાડતી હતી; આ પછી એક પ્યારનું ગીત ખુબ જોશમાં ઉપાડ વામાં આવ્યું. આ બધાં ગીત અરબીમાં હતાં.

ફરીથી એકવાર શહેરા વાજીંત્ર પર રમવા લા ગી. આ વખતે તેણીએ તે ગીત લલકાર્યું તે તુર્કી માં હતું, અને જે ફાઝીલને જાણીતું જણાયું, પ ણ તેણે તે કયાં કયારે સાંભળ્યું હતું તેની યાદ ન હતી. આ ગીત તુર્કીનાં હતું અને તેની છગાર ત ગંભીર અને રડતું ઉપજાવે એવી હતી.

ઘણાજ અને ખુશનુમા કુદરતી અવાજે શહેરા

એ શરૂ કીધું. તે અવાજ એટલે તો કુદરતી અને શીરીન હતો કે જેની અંદર વાજીંત્ર સાથે અંતઃકરણ પણ વાગતું હોય તેમ ભાસ થતું હતું. ફાઓીએ આ ગીત એટલા ધ્યાનથી સાંભળ્યું કે જેટલા ધ્યાનથી તેણે કદી કોઇ ચીજ સાંભળી ન હશે.

આ ગીત તે એટલી ઉલટથી સાંભળતો હતો તેનું કારણ કાંઇ માત્ર શહેરાજ ન હતી કે જેણી પરવરી જવાન એટલા શીરીન અને લાગણી ભરેલા હલકે ગાતી હતી, પણ તેનું મોતેબર કારણ એ હતું કે આ ગીતે નાપાક નાદીરની દુઃખદાયક વાર્તાની તેને યાદ અપાવી, આજ સૌથી પહેલો ગીત હતો કે, જે નાદીરે ઇસમીલડાના મોઢેથી સાંભળ્યું હતું, અને જે ઓરતને પરણીને તેણે ગરીબાઇમાંથી મોકળી કીધી હતી. અને જેણીએ તેને રોમજ તેણીના બચ્ચાંને તજી નાદીરમાં એવો તો ઓરતો તરફ અણગમો અને અવિશ્વાસ ઉત્પન્ન કીધો હતો કે જેથી તે બિચારો આખી સ્ત્રી જાતીનો ધિક્કારનાર બન્યો હતો.

શું આમાં અજાયબ થવા જેવું ન હતું ? કોણે આ ગીત શહેરાને શીખવ્યું હશે અને તે પણ વળી આટલી બધી લાગણી સાથે ગાવાને !

" આ ગીત હમેશાં મારી આંખમાં આંસુ લાવે છે, " સુલતાના ફાઝીલ પાસ બબડી, " મારે માટે તમે કાંઇ રાહત બક્ષનારૂં શરબત આણુશો?"

સુલતાનાની ખીદમતમાં એક પ્રદરથને રોકવામાં આવે તે મોટામાં મોટું માન ગણતું હતું. ફાઝીલ તરતજ પછવાડેના ઓરડામાં ગયો અને એક શરબતના જામ સાથે પાછો ફર્યો.

તેણીએ આભારમાં ડોકું નમાવ્યું અને શરબત નોશ કીધું. ફાઝીલ ખાલી ગલાસ સાથે પાછો ગયો, જ્યારે તે પાછો પોતાની બેઠકે ફર્યો ત્યારે તેણે સુલતાનાની બીજી બાજુની કુરસી ખાલી જોઇ. ઉસમાન તે ઓરડો છોડી ગયો હતે..

" ખચિતજ તે પાછો ફરશે ?" ફાઝીલે ધાર્યું, પણ ઉસમાનના પાછા ફર્યા શિવાય તે જલસો એકાએક કઢંગી રીતે ખલાસ થયો.

" આ કામ સુલતાનાનું જ ! " બીડેલા દાંત સાથે કાઝીએ પોતાના મનમાં કહ્યું.

"મારો રફીક જલદી પોતાના ઉતારે સીધાવ્યો છે," જેવી સુલતાના પોતાના હજુરીઆઓ સાથે ચાલી જતી હતી, ત્યારે કાઝીએ બેદરકાર રીતે પુછ્યું.

" દરદી માણસે રાતની વધારે ધોરવી ન જોઇએ," જતાં જતાં હસવાના ડોળ સાથે તેણી બોલી.

કાઝીએ ઠરાવ કીધો કે ગમે તે થાય પણ તે રાત્રે તે ઉસમાનને ગભાવવોજ. સુલતાનાની મતલબ એવી જણાતી હતી કે કાઝીને તેણી જીતી ન શકવાથી હવે તેણી ઉસમાનને પોતાની દરબારમાં રાખવા તલબગાર બની હતી; અને આ તેણીની મતલબ પાર ઉતારવા તેણીનું પહેલું પગલું તે બે રફીકોને જુદા પાડવાનું હતું. માત્ર અલ્લાહનેજ ખબર હતી કે આ પછી શું ગુજરવાનું હતું.



# પ્રકરણ ૧૧ મું.

## ખરો ખેરખ્વાહ.

જેરી સુલતાના બહાર ચાલી ગઇ કે તે પણ બહાર પડયો, અને સતાતો ઉસમાનના ઓરડાભણી વધ્યો. અગાઉ માફક હમણાં પણ તે વિશ્વાસુ ચોકીદાન તેના દરવાજા આગળ ઉભેલો હતો. ફ્રાંસીસ ખીજવાયલો તેજ પળે પોતાના ઓરડામાં આવ્યો. મોડી રાત સુધી થોભી અને જો તે ચોકીદાર ત્યાંથી ખસતો નહીં હોય, તો જોર જબરાઇથી ઉસમાનના ઓરડામાં ધુસવાનો તેણે ઠરાવ કીધો.

તેણે પોતાની સઘળી સબુરી એકઠી કીધી અને અદગ રાત્રીની વાટ જોતો બેઠો. મીનારો પકાર થવા લાગી તે કલાકો જેટલી લાગી હતી--આખરે દરવાજા પર એક ધીમો ઠોકો થયો.

ફ્રાંસીસે કુદકો મારી દરવાજો ઉઘાડયો. તે આવનાર શહુંગ હતી.

" મને અંદર આવવા દે, જલદી ! " ઉતાવળે

પણ ધીમા સાદે તેણી બોલી, કે જ્યારે પોતાની પાછળ એક ઝડપી નજર તેણીએ ફેંકી.

એક પણ બોલ શિવાય કાઝીએ તેણીને અંદર દાખલ કીધી.

"શું છે? શું બન્યું છે?" દરવાજો બંધ કરતાં તેણે આતુરતાથી પૂછયું.

"કશુંજ નહીં," તેણીએ જવાબ આપ્યો, "શિવાય કે સુલતાનાના દુશ્મનના ઓરડામાં મને કોઇ દાખલ થતી જોય નહીં, તેની ગરે સંભાળ લેવી હતી. તમારી શાંતીમાં ખલલ કરવા હું આશા રાખું છું કે તમે મને માફ કરશો?"

એક ખાતરી આપનારાં હસવા સાથે તેણી તેને જોવા લાગી.

"સુલતાનાનો શત્રુ! શું આટલી હદ સુધી વાત બહેકી ગઇ છે?" કાઝીએ ડઘાઇને પુછયું.

"હા, તમોએ ભુલ કીધી છે. કેમ ભુલ કીધી છે તેની તકરાર હાલ હું કરવા માગતી નથી. તે જોંના હાલ તમે માનિતા નથી. જો સુલતાના કોઇ

ને ધિક્કારે છે તો તેણી એવી આશા રાખે છે કે, તેને બધાએ ધિક્કારવો. આ કારણસર તમને મળવા યાતો તમારી સાથે વાત કરવા મને મના કરવામાં આવી છે. તમને પાદશાહી જાસુસી હેઠળ રાખવામાં આવ્યા છે. આ બધાની શી મતલબ છે તે હું તમને કહી શકતી નથી." શાહઝાદી બોલી.

"અને તેમ કરવાની તકલીફ હું તમને આપતો પણ નથી, બાનુ; પણ હું અટકળ કરી શકું છું" ફ્રાઝીલ બોલ્યો.

"હું તમને ચેતાવવા આવી છું-તમને સાવચેત કરવા આવી છું-અફસોસ!-મારી માદરની વીરૂદ્ધ." તેણી ઉશ્કેરાયલી બોલી.

"તમારી દયાળુ લાગણીઓને હું કમીનો લાયક નથી. મારી તમે આટલી બધી કદર બાઓ તેનું કારણ શું?" ફ્રાઝીલે અજાયબીમાં પુછ્યું.

"કારણ તમે તેના રફીક છો," તેણી બબડી.

તેણીના અવાજમાં પ્યારના હવસની લાગણીઓ જુસ્સો કરી રહી હતી. તે પ્રકાશીત આંખો

નીચે નમાવેલી હતી, કે જેથી તેની અંદર શું લ
ખેલું છે તે ફાઝીલથી બરોબર વંચાય નહીં, પણ
તેણુંાની હાલત ચેતી જવામાં તેને ઘણી મુશ્કેલી
પડી નહીં.

તેને રોશન હતું કે તેણી ઉસમાનને હાથી
જયાદા ચાહતી હતી. ફાઝીલનું અંતઃકરણ ગભરા
યું હતું. પણ જે સકંજામાં ઉસમાન સપડાયો હ
તો તે માટેનું હતું.

" આહ ! આ તમારી ખેરખાહી બીજા દર
જ્જાની છે-બીજાને ખાતર તમે મારા તરફ માયાળ
ુ થયા છો " ફાઝીલ બોલ્યો, " આથી હું કાં
ઇ મને મોટી મુબારકબાદી આપી શકું તહીં, પણ
હજી હું આભારી છું, કારણ અવારનવાર એવું
બને છે કે, આપણી ખાહેશો એકજ હોય છે. મા
રા દોસ્તને કામ આવવા હું મારી જીંદગી ખેડવા
તૈયાર છું. અને મને ધારવાને હક છે કે, તમે પ
ણ તેમ કરવા તૈયાર છો."

" હા, હા-તેને કામ આવવા ગમે તે ખેડવા
હું તૈયાર છું. શું આજે આનીં પીછાણમાં મેં કાં

ધ કરી દેખાડયું નથી ?" તેણીએ મગરૂરીથી પુછયું.

" ખરેખર આટલી સેવા તો મારાથી પણ ગ ધ શકી નથી. કારણ તેને ખાતર તમે તમારી જીંદગી સુદ્ધાં જોખમમાં નાખો છો." ફાઝીલે વખાણ ગાનાં કહ્યું.

" મને માફ કરજો મારી કહેવાનો મતલબ આ ન હતી. આ બોલો અચાનક મારા મોઢેથી બહાર પડયા છે. તમે જે ધારતીમાં છો, તે વિશે તમને ચેતાવવા માત્ર અહીંઆ આવીછું, શિવાય–"

તેણી પુરૂં કરતાં થોભી, તેણીના બોલોને તે ભાર આપશે, તેની અધુરી ખાતરીમાં તેણી થોભી.

" શિવાય શું ? મહેરબાની કરી મારી આગળ કશું પણ કહેવા ધારતી ન રાખો." ફાઝીલે ખાતરી આપી.

" શિવાય કે આ મહેલ વગર ઢીલે તમે છોડી જાઓ." તેણીએ પુરૂં કીધું.

" મારા રફિકને સાથે લીધા વગર?" ફાઝીલે ખીજવાટથી પુછયું.

" તે કશી પણ ધાસ્તીમાં નથી ? વળી શું તેની હાલત એવી છે કે, તે મુસાફરી કરી શકે ? ધાર્યા કરતાં તેનો જખમ વધારે ગંભીર સાબુત થયો છે." તેણી બોલી.

" ત્યારે, તે સુધરે ત્યાં સુધી હું થોભીશ. " દ્રઢ રીતે કાઝીલે કહ્યું.

" પુરતો વિચાર કરો, ઉતાવળેથી જવાબ ન આપો." તેણીએ સુચવ્યું.

શાહજાદીના આ બોલો સુલતાનાના બોલો માફકજ હતા.

" ગમે તેટલા વિચારો મારા ઠરાવને હીલાવી શકનાર નથી." કાઝીલે ખાતરી આપતાં કહ્યું.

" ત્યારે જે ધાસ્તીથી તમે ઘેરાયલા છો તે દરમ્યાન રહેવા તમે હિમ્મત કરો છો ? " શહેરાએ પુછયું.

એકાદ પળ તેણી તેના તરફથી ફરીને ઉભી.

તે, તેણીનો ઝવાહીરવાળો હાથ, તેણીની છાતી પર મેલાયલો, જોઈ શકતો હતો, કે જે જાણે ે

માં થતા ઉછાળા અને ધબકારા શાંત પાડવા ત્યાં મુકવામાં આવ્યો હતો. પછી તેણી એકાએક તેના તરફ ફરી. તેણીનો હાથ તેના હાથ તરફ લંબાયો, તે મોટી આંખો આંસુથી તર હતી.

"ફાઝીલબેગ. હું તમને માન આપું છું. તમે એક ખરા ખેરખાહ છો. આ સાચ્ચા દોસ્તીનો પુરાવો છે. શું અબળાઓ પણ એટલાં વફાદાર અને હમેશાં દ્દઢ હોય છે—મને અજાયબી લાગે છે? આ દરબારમાં આનો અનુભવ મને મળ્યો નથી. હું પોતે જેમ તમે જુઓ છો તેમ મારી માદરને નાફરમાન બની તેણીની વિરૂધ્ધનું કામ કરૂં છું. મને એક જવાબ આપો, અને બધું પુરૂં થશે, જો ખુદ ઉસમાનની મરજી ન હશે તે છતાં શું તમે અહીંઆ થોભશો ?" તેણીએ પુછ્યું.

"તેના ખુદના હોઠનીજ વાત તમે માનશો?" શાહજાદીએ પુછ્યું.

હા, તેનાજ હોઠે. બીજા કોઈની વાત હું માનનાર નથી—તમને પણ હું માનીશ નહીં." ફાઝીલે હિમ્મતથી અને ખુલ્લે દીલે કહ્યું.

" આહ! તમે મારામાં ભરૂસો મેલતા નથી?
કદાચ તેમ કરવા તમને કારણ હશે," પોતાના 'થી
રીન દલકમાં કડવાશની લાગણી સાથે તેણી બોલી.
" પણ વખત પસાર થઇ જાય છે. જો તમે ધા
સ્તીને ન ગણકારતા હો તો આજ રાતે તમે તમા
રા રફીકને મળશો."

" એજ મારે તમારી પાસેથી માગી લેવાનું
હતું. પણ એ કામ પાર કેમ પડશે? દરવાજા પર
ચોકી છે." ફાઝીલ બોલ્યો.

" પા કલાક પછી ત્યાં તમે પાછા જજો; ત
મારા રસ્તા વચ્ચે કોઇ પણ નડતર ન રહે તેની
ગોઠવણ હું કરોશ. મુખ્ય ધાસ્તી તો એ પછી શું
બનશે તેની છે. તમારી મુલાકાત બને તેટલી ટુંકી
કરજો." શહેરા બોલી.

ફાઝીલ નમ્યો, અને જે ફીસમે તેણી દાખલ
થઇ હતી તેમ જલદીથી તેણી બહાર પડી.



# પ્રકરણ ૧૨ મું.

## પત્થર પર પાણી.

"ઓરત—એક ઉખાણું!" ફાઝીલે વિચાર્યું. "મેં ઘણા પ્યારના કીસ્સા જાણ્યા છે, અને તેનો આ જીવતો દાખલો હું જોઉં છું. તેણી ઉસમાન ને થોડાક કલાક થયા જોય છે, તેટલામાં તો હદથી જયાદા પ્યારે તેણીમાં ઘર કીધું છે. તેણીનો ઉભરાતો પ્યાર એક જવાળામુખીના જેવો છે, અને તે ટસોજ ભય ભરેલો પણ છે.

આ પછી તેના વિચારો બીજી તરફ દોડયા. ચહેરા પરથી તેના વિચારો તેની મધુર મહેરદાર મુમતાજ તરફ દોડયા.

પા કલાક પસાર થઈ ગયો, તેની ફાઝીલને પોતાના વિચારો દરમ્યાન બીલકુલ શુદ્ધિ રહી નહીં. મોડી રાત થવા આવી હતી, અને આખા મહેલમાં એક ગંભીર ચુપકીદી ફેલાઇ હતી. સાવચેત પગલે તે ચાલ વટાવી ગયો. અને પથ્થરનું દાદર ચઢી ઉસમાનના ઓરડા આગળ આવી પહોંચ્યો.

ચોકી પર બહાર કોઇ સિપાહની નીશાની જ ણાતી ન હતી. ફાઝીલે દરવાજો ઉઘાડયો, અને એ ક ચોકીબાનને ઉસમાનના ઓરડાની આગળ જમી ન પર ભરઉંઘમાં પડેલો જોયો. દેખીતી રીતે તેને બેભાન કરવામાં આવેલો હતો. હવે આ પહેરેગીર તરફની વચ્ચે પડવાની બીલકુલ ધારતી ન હતી.

" ફાઝીલ ! " ઉસમાન બોલી ઉઠયો.

ઉસમાન આગળ આવ્યો અને ફાઝીલના બંને હાથ ધરી તેને અંદરના ઓરડામાં ઘસડી ગયો.

" મને ખબર હતી કે તું આવનાર હતો " ઉસમાને કહ્યું.

" આ વાત તને કોણે કહી ?" ફાઝીલે પુછ્યું.

" શાહજાદીમાં તું ઘણો વિશ્વાસ મુકતો જણા ય છે." ફાઝીલે ટીકા કીધા.

" તેણી મારી ખેરખાહ છે. આ પરથી શું તું કહે છે કે હું તેણીમાં હદ કરતાં વધારે વિશ્વા સ મુકું છું. મારી જીંદગી બચાવવાના ઉપકાર ઉ પરાંત, હું તેણીનો હજી વધારે દેવાદાર છું. તેણી

એ મારા જખમ બાંધ્યાં છે, અને જ્યારથી આ ઓરડામાં મને બરતરફ કરવામાં આવ્યો, ત્યારથી તેણી મારી ખીદમતગાર થઇ રહી છે. ફાઝીલ, આ કીસમનું દેશનીકાલ એટલું તો પ્યારૂં લાગે છે કે જેવું બીજા કોઇ જુવાનને લાગ્યું ન હોય.” ઉસમાન બોલ્યો.

“ તેવું હોય પણ,” લુખ્ખી રીતે ફાઝીલ બોલ્યો, “ પણ તને બીજી ખબર છે કે ? જો કે દરદીમાં લેખાઇ મોજ મજાહ કરતો પડયો રહેશે, પણ તેના બદલામાં તું એક બંદીવાન છે.” ફાઝીલે ચેતાવ્યું.

“ અરે, છટ ! રાત્રે જયારે હું એક દબદબા ભર્યો મહેમાન છું, ત્યારે હું કેદી તે કેમ કહેવાઉં ? ઉસમાને તકરાર લીધી.

“ હા, જે જલસામાંથી [illegible] જુના રફીકને એક પણ સલામ કર્યા વગર તું [illegible] ગયો !” ફાઝીલે દીલગીરી દેખાડી.

“ તેનું કારણ આજ [illegible] મને રાજપ

હકીમના હુકમથી તરતજ ભાંગી જતું રહેવું પ
ડયું." ઉસમાન બોલ્યો.

"ત્યારે તો આ બાબતમાં આ રાજ્ય હકીમ
નો હાથ એક રાજ્યને લગતી બાબત પાર ઉતાર
વામાં સંડોવાયલો લાગે છે. તે માત્ર સુલતાનાનો
ફરમાવેલો ગુલામ છે. આનું ખરું કારણ હું તને
કહું ? એનું કારણ એ કે સુલતાના આપણા બં
નેને એક બીજાથી જુદા પાડવા માંગે છે!" ફા
ઝીલે કહ્યું.

"અરે, જૂઠ!" ઉસમાને માન્યું નહીં.

"મારું બોલવું તદન ગંભીર અને ખરું છે.
સુલતાનાથી સાવચેત રહેવા માટેના નાયબ નાઝીર
ના બોલો યાદ કર." ફાઝીલ બોલ્યો.

"આહ, જેમ મેં ધાર્યું તેમજ થયું છે, ફા
ઝીલ બચ્ચા! તેની ફરમાસુ પ્રીતસુરી તારા મગ
જમાં પણ પેસતી જાય છે. પણ આખી સ્ત્રી જા
તીને ધિક્કારવા જેટલી હદ સુધી તું જાય એવો
નથી." ઉસમાને મશ્કરી કીધી.

" તારૂં કહેવું ખરૂં છે કે મારાથી અગળા જાતીનો કટો વેરો થવાય નહીં, કેમ જે મારા મા દર જીવતાં છે, પણ આ પછી શું બને તે તો હવે અલ્લાહ જાણે ! બધી ઓરતો એકજ કીસમ ની હોતી નથી. તે માટે સાવચેત રહેવા કાંઇ એટલી બધી જરૂર નથી કે તદનજ અળગા જાતીના એક દરા વેરી થવું. હું કબુલ કરૂં છું કે મારા મત મુજબ અબેળાઓનો ઘણોખરો ભાગ ફરેસ્તા છે, અને મને કહ્યા વગર ચાલતું નથી કે કેટલીક અબળાઓ તેથી ઉલટીજ કીસમની હોય છે." ફા ઝીલે પોતાનો મત દરશાવ્યો.

" અરે તું ધારે છે કે સુલતાના—"

" આ છેલ્લી કીસમની છે ! હા. તેણીએ ઘ ચ્છયું કે મારે તેણીની મરજીને તાબે થઇ અહીંયા જ રહેવું. જેવો હું તેણીની ખાહેશને વશ ન થયો, કે તેણીએ આ તરેહનો ધિક્કાર દેખાડવો શરૂ કર્યો." ફાઝીલ બોલ્યો.

" કેવી રીતે તેણી તારા તરફ અનુગમો અને ધિક્કાર દેખાડે છે ? " હુસમાને પુછયું.

" મને તોછડી રીતે મુલાકાતથી રૂખસત આપતાં અને પછી તરતજ હકીમ અને ચોકીખાન મારફતે મને તારા ઓરડામાં આવતાં અટકાવી, તે સ્ત્રીએ પોતાને એક ફીસગની ઓરત જાહેર કરી છે." ફાઝીલ ધિક્કાર અને ગુસ્સાથી બોલ્યો.

" અને વેમ છતાં તું અહીંઆં કેમ આવવા પામ્યો ?" ઉસમાને પુછ્યું.

" સુલતાનાની રજાથી હું કાંઈ અહીંઆં આવ્યો નથી, પણ શહજાદી શહેરાની મદદથી હું આવી શક્યો છું." ફાઝીલ બોલ્યો.

" હં, ત્યારે તો તેણી તેં કહેલા ફરેસ્તાઓના વર્ગમાં પાને કે એક ફરેસ્તો લેખાવી જોઈએ." ઉસમાન ગેબમાં બોલી ઉઠયો.

" શું-ફરેસ્તાઓની સફમાં ? મેં તેણીને કયા વર્ગમાં લેખવી તે હજી બરોબર કહ્યું નથી." ધુસ્પ્રાની રીતે ફાઝીલ બોલ્યો, " તેણી એક મીલનસાર છોકરી છે. અને કહ્યા વગર ચાલતું નથી કે તેણી ઘણીજ ખુબસુરત છે. મારા તરફની તેણીની

આ વખાણુ ઘણી થઇ, કારણ તેણી હમણા મને દરબારમાંથી ચાલી જવા કહે છે." ફાઝીલ કડવાસથી બોલ્યો.

"તારી કહેવાની મતલબ એવી તો નથી કે–"

ઉસમાન કઢંગી રીતે બોલતો અટકી પડયો અને સવાલ પૂછવાની ઢપે પોતાના રકીબનું હોઠું જોવા લાગ્યો.

"વાત પુરી કરવા બ્હીશ નહીં." ફાઝીલે હીંમત આપી.

"તારી કહેવાની મતલબ એવી તો નથી કે તેણી આપણી પરોણાગત ટુંકી કરવા ચાહે છે?" ઉસમાને દીલગીરીથી પુછયું.

"'આપણુ' બોલ મેં કયારે વાપર્યો? હું કાંઇ અનેક વચન માટે બોલતો નથી. પણ હું એક વચન માટે બોલું છું. તેણીની ખાહેશ એ છે કે હુંજ માત્ર રૂખસદ લઉં. તેણી તું અહીંઆ રહે તે માટે તેટલીજ ખાહેશમંદ છે." ફાઝીલ બોલ્યો.

"ફાઝીલ!" આ પળે ઉસમાનના અવાજમાં ખુશાલી જણાતી હતી, કે જે તેણે તરતજ દાબી

નાખી, કારણ તેણે વિચાર્યું કે આવા સંજોગો વ ચ્ચે આમ કર્યાથી તેનો રફીક કચવાશે, " એ મા થા કુટી જવા દે! શું તું મને એક અસભ્ય માણ સમાં ફેરવી નાખવા માગે છે? તારી જાણ વગર નાદીરે તારા ચીચપીર્યાંઆ ખવાસ પર સાબુત અ સર બેસાડી છે. સૌથી પહેલાં તારી તરફ અણગ મો દેખાડનાર સુલતાના છે; અને પછી તેમ કર નાર તેણીની દીકરી છે. શા કારણની કુમકે તું કહેવાની હીંમત કરે છે કે શાહજાદી તારી તરફ અણગમો ધરાવે છે? "

" આના ટેકામાં હું કાંઇ કહી શકતો નથી. જે બોલો મારા મોંઢામાંથી મેં કાઢયા જ નથી. તે તું જોર જબરીથી મારા મોઢામા ખેસે છે. મા અને દીકરી વચ્ચેનો તફાવત તો ખાસુસ કરીને મેં જુદો દેખાડયો છે. શાહેરાનુ દીલ ઘણું ઉમદા છે. હું ધારું છું કે તેણી પોતાના રસ્તામાં સીધી છે અને સુલતાનાની લુચ્ચાઇ તથા હલકાઇ અને કાવ ત્રાપણું તેણીમાં જોવામાં આવતું નથી. ખુદ તેણી એ મને પોતાની માદરથી સાવચેત રહેવા ચેતાવ્યું

છે, કે જેમ નાદીરે પણ કીધું હતું. તેણીએ હમ ણાંજ મને સમજ પાડી છે કે સુલતાનાની ઇતરા જીમાં હું આવી ગયેલો હોવાથી આ મહેલમાં વધા રે વાર રહેવું મારા હકમાં ફાયદાકારક નથી." ફા ઝીલ બોલ્યો.

"ખુદા ખેર કરે! શું તું આ ખરૂં કહે છે ફાઝીલ ?" ઉસમાને ડરવાનેઇને પુછ્યું.

"આ બોલ તેણીનાજ છે. માગમાં જે શકે ધર કીધું હતું તેને તેણીએ ટેકો આપ્યો છે. આ જ બપોરે હું આપણી છાવણી તરફ સ્વાર થઇને ગયો, અને આખી મંજલ દરમ્યાન એક જાસુસના સાયા હેઠળ દબાયલો રહ્યો." ફાઝીલે કહ્યું.

"તું છાવણીમાં જઇ આવ્યો ? શું કામ?" ઉસમાને પુછ્યું.

"આપણી હાલત કેટલી બારીક છે તે વિશે નાદીર સાથે તકરાર ચલાવવા હું ત્યાં ગયો હતો. પણ તે મને મળ્યો નહી. અજાયબ થવા જેવું તો એ છે કે જ્યારે હું તેને શોધવા ગયો હતો, ત્યારે

તે ખુદ મને શોધવા બહાર નીકળી પડયો હતો." ફાઝીલે કહ્યું.

"તારી શોધમાં તે કયાં ગયો છે?" ઉસમાને પુછ્યું.

"વીરની ગુફામાં એ વિષે તેં કાંઇ સાંભળ્યું હશે. હું ધારૂં છું કે એક વખતે આ ગુફા દરવી શોનું રહેઠાણ હતી." ફાઝીલ બોલ્યો.

"અજાયબી! શું ખરેખર તે ત્યાંજ ગયો છે? તેને ત્યાં લઇ કોણ ગયો?" ઉસમાને અજાયબી અને શકમાં પુછ્યું.

"મને કોઇ બીજો સવાલ પુછ ટુંકમાં, તે મને શોધવા ગયો હતો. પણ આ બેદી બાબતમાં હું કાલે વધારે શોધ કરવાનો છું. જો તે મને છાવણીમાં ન મળશે તો હું ગુફા આગળ જઇશ. કદાચ નાદીર પણ એક દરવીશના ગઝલાપ જનો હશે!" ફાઝીલ અડધી રમુજ અને ફીકરમાં બોલ્યો.

"હા, એમ હોય પણ" ઉસમાન હસ્યો "આ બધી વાતો તે વિચિત્ર છે. પણ પછી શું?—"

" પછી ? તે પરજ હું હમણાં આવું છું. કહી ગયો કે માત્ર શાહજાદીની મદદથીજ હું તારી હાજરીમાં આવી શકયો છું. આટલા બધા ખુલ્લા દીલથી મને વાત કરવાનો અવકાશ મળ્યો છે. તે માટે હું તેણીનો તેમજ તારો આભારી છું. હું જો મહેલમાં વધારે થોભું તો મારા પર શી આફતો આવી પડે તેની ધારતી તેણી મને આપી અહીંથી જલદી રૂખસદ લેવા સુચવે છે. બીજા હાથ પર તું કોઇ પણ કીસમની ધારતીમાં છેઓ નથી. તું અહીંયાં પુરતો સહીસલામત રહી શકશે." ફાઝીલ બોલ્યો.

" પણ આ તફાવતની શું જરૂર છે ? " ઉસમાન ખીજવાઇને બોલ્યો.

" શું કામ નહીં ? કારણ મને સુલતાના ત્રિકારે છે; શાહજાદી તને ચહાય છે. આ રહ્યું કારણ ! હરે બધી વાતની સમજ પડી ? " ફાઝીલે પુછયું.

પોતાના કપાળે જે સુરખી ચઢી આવી હતી તે છુપાવવા ઉસમાન ફરી ગયો.

" હજી મને બરોબર સમજ પડતી નથી. સમજ કે એક બારગી આફ્રજાદીનો હું એટલો બધો માનીતો હોઉં પણ, તો તેનું શું ? તું મારી સાથે શું કરાવવા માગે છે ? " ઉસમાને પુછ્યું.

" હું જાણવા માગું છું. " ફાઝીલ દ્રઢતાથી બોલ્યો. " કે આવા સંજોગો દરમ્યાન તું અહીંયા રહેવા તલબગાર છે કે અહીંથી છુટવા રાજી છે. જ્યાં સુધી તારા ખુદના હોઠથી તારી મરજી હું જાણું નહીં ત્યાં સુધી અહીંથી દુર હઠવાની મેં સાફ ના પાડી."

" પણ ફાઝીલ, આટલી બધી ઉતાવળની શી જરૂર ! હજી મ[illegible] પં[illegible] [illegible]ના પંજા દુખે છે. મુસાફરી કરવા હું [illegible] [illegible]વાન છું." ઉસમાન બોલ્યો.

" [illegible] [illegible] માટે સહેરાએ [illegible] [illegible]ને ફાઝીલ બોલ્યો.

" [illegible] " જુઆનીના [illegible] [illegible] પડ્યા, "આહ,

મારી જીંદગી માટે હું તેણીનો આભારી છું! તું કહે છે કે, તેણી મને ચહાય છે!" ઉસમાને આ ગણી સાથે પુછયું.

"હા, તેની હું ખાતરી આપું છું." ફાઝીલ ખરૂં બોલ્યો.

"અને હું–હું પણ તેણીને એટલો તો ઉંડા પ્યારથી ચહાઉં છું કે તેનો ગુસ્સો હું ઢાબી શક તો નથી! ફાઝીલ, જો તને ગમે તો મને ધિક્કાર અથવા દયાથી જો, પણ મને મારા પર કાબુ ન થી. નસીબ મારી આડે છે. છેલ્લી રાતે જે મેં ત ને વચન આપ્યું, તે બર લાવવા હું મુસ્તકીમ હ તો. અલ્લાહ મારો સાક્ષી છે કે, આ મહેલ વગર ઢીલે તજી જવાનો મેં પાકો વિચાર કીધો હતો. પછી પેલા વાઘનો શીકાર આવ્યો, અને તેમાં મને અકસ્માત થયો. શાહેરાએ મારી જીંદગી બચાવી. કુદરત મારી વિરૂધ્ધ થઇ. મહેલ છોડી જવા હું અશક્ત બન્યો. મને લાગે છે કે, જે જીંદગી શાહેરાએ બચાવી તે હવે મારી નથી. આ જીંદગી પર

તેણીનો હક છે અને તેની સાથે ગમે તેવી રીતે વર્તવા તેણીને હક છે." ઉસમાન બોલ્યો.

"આનો અર્થ એ કે અહિયા રહેવાનો તેં ઠરાવ કીધો છે ?" કાઝીએ પુછયું.

"હા, જો શહેરા એવું પચ્છતી હોય તો ર ફીક, તું ગુસ્સે તો નથી થતો? ઉસમાને લાગણીથી પુછયું.

"બીલકુલ નહી, એથી ઉલટું તો એમ ધારું છું કે આ માટે મારે તને મુબારકબાદી આપવી જોઇએ, હું આમ ખરા દીલથી કરતે જો એક નડતર ન હોતે તો," કાઝીએ સીફત ચલાવી.

"અને તે શું ?" ઉસમાને પુછયું.

"તારી કુઇની યતીમ પણ ખુબસુરત દીકરી. તે છોકરી કે જેનીપર તારા નસીબનું ચકકર ફરવાનું છે. ખુશબખ્તી અને તાબેદારીની ચાવી તેણીનાજ હાથમાં છે. એક મરતા જેઇફ પેદરના શ્રાપ તારા માથાપર પડશે, તેનું કારણ પણ તેજ નાની છોકરી છે. અને આ બધાના બદલામાં તું નાફરમાની અને

એક એકલપેટાપણાનું વારેસ થશે." ફ્રાન્ઝે કડવાશથી કહ્યું.

" તું મને પજવતો તો નથી ?" ઉસમાને બીજ વાટમાં પુછયું.

" અલ્લાહ મને મદદ કરે, તેવું કાંઇજ નહી ! આનું કારણ એજ છે કે મારા રફીકને પોતાની આબરૂની જેટલી દરકાર નથી તેટલી મને દરકાર છે." ફ્રાન્ઝે ખોણો માર્યો.

" ફ્રાન્ઝ !" ઉસમાને ચીસ પાડી. ફ્રાન્ઝના કડવા બોલ જાણે લોખંડના તીરો માફક તેના ગોશમાં ભોંકાતા હતા. " શું આટલો બધો હું તારી નજરમાં હલકો અને બેઆબરૂ બની ગયો છું ? જેટલા ધાડા પ્યારે હું હમણા ચાહું છું તેટલા પ્રબળ પ્યારે કદી તારામાં ઘર કીધું ન હોય, અને તેથીજ મારા પર તને દયા નથી. જોઇએ તો ફરીથી તું મને પજવશે. મારી પુષની દીકરી સાથની વાતનો સંબંધ તે મારા બચપણ સાથે જોડાયલો છે, પણ શકેરાને તો હું એક જુવાન માણસના

પ્યારથી ચાહું છું. આ પ્યાર એવો છે કે, જે બીજી બધી દલીલોનો નાશ કરી પોતે કદી પણ ઝુઝાતો નથી." ઉસમાને જુસ્સા સાથે કહ્યું.

"ગરીબ ઉસમાન !" પોતાના રફિકના નમેલા ખભાપર હાથ મેલતાં ફ્ઝીલ દલગીરીથી બોલ્યો, "તું કદી પણ મારી નજરમાં હલકો પડનાર નથી. મારા જુના રફિક, હું તારી દયા ખાઉં છું; અને–અને હું ચ્હાહું છું કે તારી ખાહેશ આખર સાથે બર આવે પણ માણસની આખી જીંદગી કાંઇ પ્યાર સારૂજ ઘડેલી નથી." ફાઝીલ બોલ્યો.

"ત્યારે તારી મરજી એમ છે કે, હું આ દરબારમાંથી નાશી જાઉં ?" ઉસમાને બીજવાટથી પુછ્યું.

"તારા ઠરાવ પર કોઇ પણ કીસમનો દબાણ ચલાવવા મને સત્તા નથી. તું તારો મુખત્યાર છે. માત્ર એક સવાલ હું તારી આગળ મેલવાનું વાજબી ધારૂં છું. તારી પેલી યતીમ સગી વિષે એક પણ બોલ તેં શહેરા આગળ કાઢયો છે ?" ફ્ઝીલે જરા તેજારીથી પુછ્યું;

"નહીં." ઉસમાન બોલ્યો.

"તેને તું આ કહેશે? આની વાત તેણીને રોશન કરવાની તારી પહેલી ફરજ છે." ફ્રાંસીસ ગંભીરાઇથી બોલ્યો.

"ખરેખર હું તેણીને કહીશ. આ વિષે તું એટલો બધો આતુર અને ખંતી કેમ છે?" ઉસમાને પુછ્યું.

"કારણ, શહેરના જવાબ પરથી તેણીને કયા વર્ગમાં મુકવી તેનો હું બરાબર તોલ કરી શકીશ. તેણી એક ફરેસ્તો છે કે, સાધારણ ઓરત છે તેની તકરાર જે થોડાક વખત પર આપણે કરતા હતા તેની આથી ખાતરી થશે. હવે મારે જવું જોઇએ. ચોકીઆત પોતાની ઘેનમાંથી બેદાર થતો હશે. કાસ્ત નાદીરની તલાસમાં હું જઇશ. પાછો ફરતાં હું તને મળીશ. સલામ અલયકુમ, જુના રફિક અને અલ્લાહના તારા પર આશિર્વાદ હોજો." ફ્રાંસીસ લાગણીઓ સાથે બોલ્યો.

તેનો અવાજ ધ્રુજ્યો; અને ઉસમાનના હાથમાં

નો તેનો હાથ પણ કાંપતો હતો. પછી સહીસલામત તે પેલા પહેરેગીર આગળથી પસાર થઇ ગયો, કે જે હજી ઉંઘમાં પડેલો હતો.

## પ્રકરણ ૧૩ મું.

### એક ફેરફાર.

ઉસમાનની ખુશાલી વચ્ચે બીજી સવારે ખુલ્લી જગ્યામાં ફરવા હકીમે તેને રજા આપી. આ છુટનો પહેલો ઉપયોગ તેણે કીધો તે એ હતો કે તે ફાઝીલના ઓરડાઓ ભણી ચાલ્યો. ફાઝીલ ત્યાં ન હતો: તેના હજુરીયાએ જણાવ્યું કે એક કલાક થયો તે બહાર ગયો હતો. આ પરથી ઉસમાને અનુમાન કીધું કે તે નાદીરની રાહમાં ગયો હતો.

ગઝ્નેન મજ્જાડેના એકાંત બાગમાં તે ઉતરી પડયો. અહીંઆ તે ઇન્ડેરાને મળવાની આશા રાખતો હતો. તે તેણીને દરબારની કેટલીક બાનુઓની સંગતમાં જોવાની આશા રાખતો હતો; પણ સામો

વખત ચોબ્યા તેમજ રખડયા છતાં તે તેણીને જોઈ શક્યો નહીં.

નાસીપાસ થયલો તે એક ઝબરા ઘુઘુના ઝાડ તળે બેઠો; કે જેના ફેલાતા ડાળા એક ા જગી ખુલ્લનારો છાંયડો નાંખતા હતા, કે જેમાં સખત તડકાથી બચવા ઘણુંજ મનપસંદ લાગતું હતું.

તરતજ ઘાસ પર તેણે હલકા પગલા ઉંચકાતા સાંભળ્યાં–આ પગલા પતંગીવાનાં પર જેવા હલકા હતા. તે આવનાર કોણ હતું તેની ઉસમાનને સમજ આપવાની જરૂર ન હતી; જેટલા તેના કાન તેજ હતા તેટલું તેનું હૈયું પણ પારખુ હતું.

" હું તમારી શોધમાં જ્યાંને ત્યાં ભટકું છું ચહેરા!" તે સુંદર છોડી તરફ આગળ વધતાં તે જુવાન પુકારી ઉઠયો.

જેવી તેણી તેની આગળ આવી ત્યારે તેણી ઘણી અશાંત જણાતી હતી, અને જ્યારે તેણી તેની પાસે આવી પુગી તો પણ તેણીની અશાંતી નાબુદ થઇ ન હતી.

" ઉસમાન, તમારા રફીક ગઇ રાત્રે તમારી પાસે આવ્યા હતા ? " તેણીએ પુછ્યું તેણી તેને તેના નામથી બોલાવવા શીખી હતી.

" હા—તમારો અંદેશાન થયો ? " ઉસમાન બોલ્યો.

" આ સવારે તે કયાં ગયેલો છે ? મહેલમાં કોઇ પણ ઠેકાણે તે નજરે પડતો નથી. શું અમને તેણે છોડી જવાનો વિચાર કીધો છે ? " તેણીએ પુછયું.

" અમારા એક રફીકને જોવા તે છાવણીમાં ગયો છે—આ અમારો રફીક તમને યાદ હશે ?— નાયબ નાદીર " ઉસમાને યાદ અપાવી.

" તે પુરૂષ કે જે અબળા જાતિને ધિક્કારે છે! અરે હા ! તે મને યાદ છે અને તેના તોછડા પ યગામથી પણ હું રોશન છું " તેણી બોલી.

" જો તે તેને છાવણીમાં ન મળશે તો તે તેને વીરની ગુફામાં શોધવા જવાનો છે. " ઉસમાને ખુલ્લેખુલ્લું કહી દીધું.

"વીરની ગુફા!" ચોંકેલા સાદે શહેરા પાછું બોલી; "ત્યાં તેનું શું કામ છે? ખરેખર તે સ્ત્રી જાતિના ધિક્કારનારને એક સાધુ થતો જોવા તો તે આ નથી જતો?" તેણી બોલી.

"અલ્લાહ જાણે!" ખભા હીલવતાં ઉસમાન બોલ્યો, "જો નાયબ નાદીર પુનસાન જોત અને ખાસુસ કરી અગાઉ જાતિથી નારાજ થઇ પોતે દુનિયાથી રૂખસદ લેતો હોય તેનાં મને ડરનાર નથી. તે હમેશાં મને એક બેડા ઉબાળા સમાન છે."

"પણ જો ખાસીસબેગ તમારાથી જુદા પડે તો શું તમે તેટલાજ બેદરકાર રહેશો?" ઉચે તેના ચહેરામાં એક ઝડપી અને તેજ નજરે જોતાં તેણીએ પુછ્યું.

"ફ્રાંસીસની વાત જુદી છે એક ભાઇના જેટલો તેના પર મારો ચાહ છે, અને તે પણ મને તેટલાજ પ્યારથી ચહાય છે. શહેરા, તમને ખબર છે કે, ગઇ રાતે તમારે ખાતર મને એવા તો ભારી અને સખત ઠરાવ કરવા પડયા છે કે, તેવા કોઇ પણ દઢ માણસથી થઇ શકે નહીં." ઉસમાન બોલ્યો.

"મારે ખાતર ?" તેણીએ ધ્રુજતાં પુછ્યું, "તે કેવી રીતે ?"

"કેમ, કાઝીમને તમે મારી પાસે મોકલ્યો. તેણે મારી પાસે જાણવા માગ્યું કે એક આંનો પ્યા૨ તજવા રાજી છું કે તેની દોસ્તી તજવા ખાહેશમંદ છું." ઉસમાન બોલ્યો.

"અને-અને તમારો ઠરાવ શું હતો ?" અધીરી ધાસ્તીમાં તેણીએ પુછ્યું. તેણીએ ભાગ્યેજ પોતાની આંખો પેલી આંખો સાથે મેળવવાની હિમ્મત કીધી, કે જે કેટલા બધા પ્યારના જુસ્સા સાથે તેણી પણ ટીકાવલી હતી.

"મેં તેને કહ્યું કે આ અબળાને હું એટલા તો પ્રબળ પ્યારથી ચહાઉં છું-એટલા દીવાનાપણાથી—એટલી તો ઉંડી રીતે ચહાઉં છું કે, તેણીથી જુદા પડવા કરતાં મારી જીંદગીથી હાથ ઉપાડવા બરોબર હતું." ઉસમાને આવેશમાં કહ્યું.

તેણીનો ચહેરો હજી તેના આમગળથી ફેરવલો હતો. તેણીની છાતી ઉચકાતી હતી; તેણીને તેના બો

લો ગીહા મધ જેવા લાગતા હતા; તેના આ બોલો તેણીને સુંદર વાજીંત્રના સરોદો જેવા લાગતા હતા.

" પણ-આના સામે તમારા રફિકે શું કહ્યું ?" તેણીએ પુછ્યું.

" તે શું કહે, શહેરા? આ સામે કોઇ જવાબ કહી શકે નહીં. તે આ વાતને તાબે થયે; તો પણ તેણે મારા પાસેથી વચન લીધું કે તે મને છોડી જાય તે અગાઉ મારે તમને એક છુપો ભેદ કહી સંભળાવવો." ઉસમાન બોલ્યો.

" એક છુપી વાત ?" તેણીએ અજાયબીમાં પુછ્યું.

" હા, અને હું તેની બાહેશને વધારે ઉલટથી તાબે થાઉં છું, કારણ-કારણ-જે એક બીજાને ચાહાય છે તેઓ વચ્ચે કશું છુપું રહેવું ન જોઇએ, અને તેથીજ હું તેની ફરમાશને વધારે ઉલટથી બજા લાવવા તૈયાર છું." ઉસમાન બોલ્યો.

" આ વાત ઘણી નેક છે." તેણી એક ક્ષીરના જેવા નરમ અવાજે બોલી.

" આ છુપી વાત હું તમને કહું ? " તેણે પુછયું.

તેણીએ જવાબ આપ્યો નહી, પણ તેણી તેની એટલી તો પાસે હતી કે ઉસમાન તેણીની છાતી માં થતો ધબકારો સુધાં સાંભળી શકતો હતો, તે ણીની ચુપકીદી તેણે મંજુરીયાત લેખી.

" મારી છુપી વાત એ છે. મારા પેદર એક માલેતુજાર અમીર છે, અને અમારૂં નામ ઘણુંજ મશહુર તેમજ જુનું છે. મારા પેદરના અમીરી છા પરા હેઠળ મારી મરહુમ ફુઇની દીકરીને પણ પાળ વામાં આવે છે. મારા પેદરની મરજી એવી છે કે, હું તેણીને પરણું. તેણી કાંઇ શહેરા જેટલી ખુબસુરત અને આસીલ નથી. જો હું તેણીને ન પરણું તો મારા પેદરે મને પોતાના નામ અને માલથી બાર તરફ કરવા કહ્યું છે. પૈસાની મને તમા નથી, મને જે ગમગીની છે તે મારા જુના અને પંકાયલા અ મારૂં નામ ભુંસાઇ જવાની છે. આ વાત મેં તું ફમા કહી છે. ગમે તે થાય, પણ હું મારી શહેરા

થી જુદો પડવા જીનહાર તૈયાર નથી, શિવાય કે તેણી ખુદ મને ધુત્કારી કાઢે.' ઉસમાને પુરૂં કીધું.

તેણીનો ચહેરો તેના તરફ ટીકાવેલો હતો. તેણીની મોટી આંખો તેની આંખો સાથે લાગેલી હતી, જાણે કે તેણી તેનું અંતઃકરણ વાંચવા માગતી હોય.

“તમારા પર પહેલો હક કોણનો છે?” તેણીએ પુછયું.

“તે હું જાણતો નથી. શહેરાનો હક મારી પર પુરેપુરો છે.” ઉસમાન બોલ્યો.

“જે ચીજને હું મારા જાનથી આલા ચાહું છું. તેનો એક ભાગ પણ વાંકો થાય યા તો તેની માન ભરી જીંદગીના જામમાં બેરહમ, નફરમાની, અને બેહુરમતી અને એહસાનફરામોશીનું ઝેર હું જોઇ શકનાર નથી.” તેણી દ્રઢ રીતે બોલી.

“આની મતલબ હું સમજી શકતો નથી.” ઉસમાને મુંઝવાડામાં પડી પુછયું.

શહેરાનો ચહેરો ફીકો મારી ગયો હતો. અને તે ઉશ્કેરાયલો જણાતો હતો. તેણીની પવિત્ર પે

શાની પર ઉદારતા અને પરોપકારીપણાનું નુર પ્રકા શ રહયું હતું.

ઉસમાન પણ ફ્રમલાઇ ગયો હતો અને તેને નાસીપાસીની ધારના ઉતપન્ન થવા માંડી હતી.

" ઉસમાન, જો કે તમે તમારા પ્યારમાં આ પણા બની મારાથી ઘણું પણ છુપાવવા કરો છો, પણ તેવું તમારાથી થઇ શકનાર નથી. હું કાંઇ ઓકલપેટી ઓરત નથી. ખરા યકીનથી જાણો કે હું તમને મારા જાનથી પણ જયાદા ચહાઉ છું, પણ તેજ જીગરના ટુકડાને અનેક રીતની છુરી ત કલીફમાં નાખવા હું કદી પણ કબુલ કરનાર નથી. ફાઝીલ એક ખરો દોસ્ત છે, અને તેનામાં દાનાઇ છે. તમે પ્યારથી આંધળા બન્યા છો અને તેથી તમારી મુન્સીફી છે કે, જેથી એક બાજરગી ઘને ફા યદો થતો હોય તો તે કબુલ રાખવા જેટલો હું નીચ નથી, યા તો તમારા ભોળાઇનો ગેરઉપયોગ કરવા જેટલી હલકા ખવાસની આગળા નથી." તે ણી બોલતી બંધ પડી. તેણી ઉશ્કેરાઇ ગઇ હતી.

ઉસમાન તદનજ નીરાશ થઇ ગયો હતો. તેની કાળુદી ભરી આંખો શહેરા પર હવે બીલકુલ અ સર કરતી ન હતી.

" ત્યારે શહેરા, તમે મારી પાસે શું કરાવા માગો છો ? આ વાત મેં કાદવીજ ન હતી." તે ણે દીલગીરીથી કહયું.

" જો તમે આ વાત મને નહીં કહેતે તો હું તમને કદી પણ માફ કરતે નહીં." તેણી મગરૂરી થી બોલી.

" ત્યારે મને ગારા રફીક કાઝીબને એ માટે આભાર માનવો જોઇએ ! " ઉસમાન બોલ્યો.

" અલબત સારો ઉસમાન એક એકલપેટો માણસ, બેવફા, નાફરમાન અને પછીથી પોતાના જુના અમીરી નામ માટે અસંતોષી પણ દેખીતો સંતોષી થાય એ હું કદી થાવા દેનાર નથી. બ ગારા અરબો, બેવફાઇ અને નાફરમાની ધિક્કારે છે." તેણી અડધા ગુસ્સામાં બોલી.

" હું મારા પ્યારમાં આમળાનાજ જેવો સાબુત છું, પણ હું ગુન્હેગાર નથી." ઉસમાન બોલ્યો.

“ ગુન્હેગાર કોઇ નથી. આંધળા પ્યારે આપણુને ગુન્હેગાર કીધા છે, ઓ ઉસમાન, હું તમને માફ કરૂં છું. તમારા દરદ મન તેમજ તેટલા ઘાડા પણ એકલપેટા પ્યારની હું તારીફ કરૂં છું, પણ હું તમને પરણી શકનાર નથી. અલ્લાહ તમને આબરૂ અને સુખમાં રાખે.” તેણી ચુપ થઇ.

ઉસમાનને લાગ્યું કે વહાણમાંથી એકાએક તે જમીન પર આવી પડયો હતો. તેને લાગ્યું કે તે દુઃખથી દબોઇ જતો હતો. તેને ઘણીજ ખીજાલત લાગી, તો પણ આવી ઘડીએ તેની સામે ઉભેલી છોકરીને તે એટલા પ્યાર અને વખાણથી જોતો હતો કે તેવું તેણે કોઇ કાળે કીધું ન હતું. જ્યારે તે નીવાલો તેના હાથમાંથી સરકી જતો તે જોતો હતો, ત્યારે તેને લાગ્યું કે તે ખોવાનું કામ કેટલી બધી નાસીપાસી અને દીલગીરી પેદા કરનારૂં હતું.

“ શહેરા, મને માફ કરજો.” તેણે સાદાઇથી કહ્યું, “ તમને એવું લાગતું હશે કે મારી જીંદગી તમોએ ખાસ તમને અપમાન કરવા ” ચાવી હતી,” ઉસમાન દીલગીરી અને પસ્તાવાથી બોલ્યો,

"ના નહીં," તેણી દિલગીરીમાંજ હસતાં બોલી. આ તેણીનું હસવું ઉસમાનના મગજમાં ઘણા કાં આ વખત સુધી ભમતું રહ્યું. "મેં તમારી જીંદગી એટલાજ માટે બચાવી છે કે જેથી તમને તમારી પહેલી ફરજો અદા કરવાની જોગવાઇ મળે. અલ્લાહ તમને આબાદ કરે."

તેણીના અવાજમાં આંસુ સંભળાતાં હતાં, જો કે તેણીની આંખમાં તે જણાતાં ન હતાં. તે બીજું કાંઇ વધારે બોલે તે આગમળ તેણી પેલા જબરા લુઇના ઝાડના છાંયડા તળેથી ચાલી ગઇ; અને જેવી તેણી ત્યાંથી નાબુદ થઇ કે સાથે અજાણું પણ લેતી ગઇ,

તે ઝાડના પાંદડા અને ડાળાના કાળા પડછાયા લોબાને લાંબા પડવા લાગ્યા. તેઓ લંબાઇને જ્યાં ઉસમાન ઉભો હતો ત્યાં તેના અંગ પર ચડવા લાગ્યા. અને તેના અંતઃકરણ પર પથરાઇ તેનું દીલ અંદરથી કેટલું સીદા અને જખમી થયું હતું તેની ગવાહી પુરાતા હતા.

# પ્રકરણ ૧૪ મું.

## જીવતી ઘોર.

ઉસમાન સાથની મુલાકાત પછી પ્રાજીલને તે રાતે લાગેલજ ઉંઘ આવી. સુલતાના સાથે તેની વાતચીત થઇ હતી, તેની વાત પાછી ને પાછી તે ના મગજમાં તાજી થતી હતી, અને સુલતાનાની પેલી વિચીત્ર માગણી, તેણીએ તેને દેખાડેલી પોતાની તેમજ પેલા જુવાન તુર્કની તસવીરો, એ સઘળી વાતો પાછી તેના ધ્યાનમાં ઉભરી આવવા લાગી.

પછી અડધો ઉંઘતો અને અડધો જાગતો તે જાણે કે સ્વપ્નમાં પેલા જલસામાં નાચના આકારો જોવા લાગ્યો. તેણે ફરીથી હુડેરાનો શીરીન હલક સાંભળ્યો કે જે પ્રાઝીલનો જાણીતો ગીત પાછો લલકારતો હતો. અને જેનાથી તેને અજાયબી ઉપજી હતી અને તે વીચારમાં પડયો હતો કે, તેજ ગીત તેણી કયાંથી શીખી હશે.

આખરે સવારની રોશનીએ તે પડછાયાઓને હાંકી કાઢયા.

પોતાના બીછાનામાંથી કુદતાંજ ફાઝીલ કપડાં પહેરવા માંડયા અને તરતજ બહાર પડયો. પોતાના જવાની ખબર જેમ થોડી ફેલાય તે માટે આ વખતે તેણે ઘોડા પર જવાની ખટપટ મેલી દીધી.

મહેલમાં જગેજગ સીપાહો પહેરો ભરી રહ્યા હતા. અને તેથી તદનજ કોઇને નજરે પડયા શિવાય તે છટકી જાય એમ ન હતું, તેઓએ તેને વગર પુછે જવા દીધો.

તેને છાવણીમાં આવી લાગતાં ઘણીવાર લાગી નહીં.

કામદારો અને દેશી નોકરો સઘળા બરછીંઘમાં પડેલા હતા, શિવાય કે એક માણસ ચોકી પર હતો.

તેનાથી નાસીપાસ થતા જીગરે તેણે જાણ્યું કે નાદીર હજી પાછો ફર્યો ન હતો, અને તેણે છાવણી છોડી તે પછી તેના વીશે કશું પણ સંભળાયું ન હતું.

શું તેના પર કોઈ આફત આવી પડી હતી? શું તેના પર કોઈ જંગલી જાનવરે હુમલો કીધો હતો? અથવા તો શું તે કાવત્રાનો ભોગ થઈ પડયો હતો?

અટકળ કરવી સહેલ ન હતું.

પણ એક ચીજની ખાતરી હતી. કોઈ એવો બનાવ બચિતજ હશે કે જેનાથી નાદીરને એક દીવસ અને રાત છાવણીથી બહાર રહેવું પડયું હતું.

એક ફેરીઆને રસ્તો દેખાડવા ફંદમાંથી ઉઠાડી કાજીએ તેની સાથે વીરૂની ગુફા ભણીનો રસ્તો લીધો.

જે રસ્તેથી તેઓ પસાર થતા હતા તે જુદા જુદા દેખાવોથી ભરપુર હવો, અને રળીયામણો પણ હતો. તે રસ્તો પર્વતોની પાસે અને તેઓના નીચેથી થઈને જતો હતો. આજુબાજુની જમીનમાં ખુલ્લા જંગલો ઉગી નીકળ્યાં હતાં. કે જેમાં લાંબા ઘાસ અને અવારનવાર કેળાના ઝાડના ઝુંમડાઓ, પર્વત પર ઝુલતા જંગલોના વધારે કાળા છાયડાવાળા ઝાડો સાથે એક ધ્યાન ખેંચનારો તફાવત રજુ કરતા હતા.

જ્યારે તેઓ બહાર પડયા ત્યારે સુરજ ઉગી નીકળ્યો હતો. અને સખ્ત ગરમી પડતી હતી. તાર તજ તે જમીનનો દેખાવ બદલાઇ ગયો. પર્વતોની ઉભી બાજુઓ પરથી વહળાં નીચે ખીણમાં પસાર થવા લાગ્યા.

થોડીવાર પછી તેઓ એક ખાડે આગળ આવી પહોંચ્યા; આમાંથી એક સુંદર અને સ્વચ્છ ઝરો નીકળી નીચે પડતો હતો. આ ઝરાની કીનારે થોડેક દુર ચાલતાં તેઓ એક ડુંગરની ઉભી અને તિક્ષણ કીનારી આગળ આવી પહોંચ્યા કે, જ્યાં તે ઝરો અથડાઇને ફીણ ફીણ થતું હતું. તે ડુંગરના એક ધસાયલા ભાગ આગળ એક ગુફા હતી. તે કુદરતની એક એકાંત અને તાજુબી બનાવટ હતી. એવું લાગતું હતું કે, તે ખુદ ડુંગરના અંતઃકરણમાંથી કોતરવામાં આવી હતી.

તે ગુફાના ખડબચડા દરવાજા માફક વપરાતા નાના ખાડા આગળ કોઇ પણ માણસ જાતની વસ્તી નજરે પડતી ન હતી. પેલા નોકરને બહાર ઉભો રહેવા કહી ફાઝીલ હિમ્મતથી તે ગુફામાં દાખ

લ થયો. જે ઝુજ રોશની તેમાં પેવશ થવા પામ તી• હતી તે પેલા દરવાજા રૂપી ખડામાંથી આવતી હતી. આ છતાં ત્યાં એટલું તો અંધારૂં ઘોર હતું કે તે ગુફાનો વિસ્તાર બીલકુલ જોઇ શકાતો ન હતો.

તે જગ્યા અંધકારનું ધામ હતી; ઘણું કરીને-ફ્રાન્ઝલે એક ધ્રુજરી સાથે ધાર્યું-તે મોતની જગ્યા હતી ! " નાયગ નાદીર ! "

ફ્રાન્ઝે બુમ પાડી એવું સમજતાં કે જો તે પાસે હોય તો જવાબ આપે. આના જવાબમાં મા ત્ર પડઘા ગાજી રહ્યા.

તે ગુફામાં હજી આગળ વધ્યો અને દરેક પ ગલે અંધકાર વધારે ને વધારે બિહામણું થતું હતું.

" નાયગ નાદીર ! " આગળ કરતાં વધારે જાહેરમાં તેણે બુમ પાડી. આનો જવાબ પણ તે ને આગળ માફક મળ્યો.

આ તો તદન ખાતરી ભરેલું હતું કે તે ઘોર રૂપી જગ્યામાં નાદીર જીવતો ન હતો. શું તે ત્યાં મુએલો પડયો હતો ?

જેવો આ ઠમઠમાટ ભરેલો ખ્યાલ ફાજીલને આવ્યો કે તે પોતાને એક ફાનસ ન લાવવા માટે ઠપકો આપવા લાગ્યો કે જેની મદદથી તે ગુફા ત પાસી શકાય; પણ હમણાં તો શોધખોળ થાય એ ગ ન હતું. તે કાંઈ પણ જોઈ શકતો નહતો, તેના થી જે ગાત્ર થઈ શકતું હતું તે એક આંગળાની મદદ સાવચેતીથી આગળ પગલાં ભરવાનું હતું.

આથી તેણે નારાજીથી ગુફા તપાસવાનું છોડી દીધું. જો નાદીર હજી પણ છાવણીમાં ન મળે તો પાછા એક ફાનુસ સાથે આવી તે ગુફા તપાસવાનો ફાજલે ઠરાવ કીધો.

હવે ફાજીલ ગુફાના દરવાજા તરફ ફર્યો કે જે તેમાં દાખલ થતી બારીક રોશનીથી સહેજસાજ નજરે પડતો હતો. તે લાગ્યેજ થોડાક પગલાં દરવા જા તરફ વળ્યો કે તેના ગરદન આસપાસ બે મજબુત હાથ વીંટળાયા; અને કાંઈ કરી શકે તે આગાઉ તેને જમીન પર પટકવામાં આવ્યો. તેણે બુમ પાડવાની કોશીશ કીધી. આવી કોશીશ કરતાં તેને લાગ્યું કે, કોઈ વસાણાની સખત વાસ તેના

નાકમાં દાખલ થઈ ભેજામાં પ્રવેશ થતી હતી. કા
ઈમને મુંગળાઇ જવાનો એક દુઃખી સણસારો જ
બ્યાપો. આની સામે થવા તેણે એકાદ પળ પોતાં
નું સઘળું જોર અજમાવ્યું, પણ બધું ફોકટમાં
હતું. તે ઘુસઘુસ કરતા અવાજે સાંભળી શકતો
હતો; અને પછી તેનામાં જીંદગી જેવું રહ્યું નહીં.

કાજીમ ફરીથી શુદ્ધીમાં આવ્યો તેને પણો વ
ખત લાગ્યો; અને એક દારૂડીઆ માણસને ઉંઘ
માંથી જગાડવામાં આવે તેમ તે આસ્તે આસ્તે
હુશીયાર થવા લાગ્યો. તેનું માથું દુઃખતું હતું. તે
ની વિચાર શક્તિ પણ બરોબર ઠેકાણે ન હતી. તે
ને લાગ્યું કે એક ખરાબમાં ખરાબ ખ્વાબ તે જો
ઈ રહ્યો હતો.

પહેલાં તો પોતે ક્યાં હતો અને શું બન્યું હ
તું તે તે સમજી શક્યો નહીં.

રફતે રફતે છેલ્લા થોડાક કલાકોના દરમ્યાનમાં
શું શું બન્યું હતું તેની યાદ તેને આવતી ગઈ.
તેણે યાદ કીધું કે તે નાદીરની શોધમાં ગુફામાં દાખલ
થયો હતો, અને પછી બે મજબુત હાથોએ તેને એ

ફાએક નીચે પાડયો હતો. શું હજી તે સાંજ હતો?

હમણા એટલું તો અંધારૂં હતું કે ફાઝલ આગ્યેજ પોતાનો હાથ જોઇ શક્તો હતો. હા, આ દેખીતું હતું કે હજી તે ગુપ્ત માંજ હતો; પણ તેના કયા ભાગમાં? દાખલ થવાના ગોખલાની હવે બી લકુલ નીશાની જણાતી ન હતી. જે જાંગી રોશ નીના આધારે તે ગુફાના મોઢા આગળ જવાનો હ તો તે હાલ બીલકુલ નજરે પડતી ન હતી.

તે જેમતેમ ઉભો રહયો, અને આજુબાજુ જો વા લાગો. અંધકાર-ઘાડું અંધકાર-બસ આજ નજરે પડતું હતું. પાછો તે રસ્તો ટંટોળવા લાગ્યો પણ બે ડગલાં આગળ ભરે તે અગાઉ તો એક દી વાલ સાથે અથડાયો.

"હું ખોટે રસ્તે જાઉં છું, એટલું તો ખરૂં." પાછું ફરી બીજીજ દીશાએ વધતાં ફાઝીલે વિચાર્યું. થોડાક પગલાં, અને પાછી એક દીવાલ આડે આ વી, હમણાં તે અટ્ઘો ફર્યો અને જમણી બાજુએ વળ્યો. આ વખતે પણ તે આગળનાજ જેવો દી વાલની અડચણથી અટકી પડયો.

તે જગ્યાની ત્રણ બાજુએ આગળ તે જઇ અટક્યો હતો; હવે માત્ર ચોથી બાજુ તપાસવાની બાકી રહી હતી. ફ્રાન્સીસ એક હીમ્મતવાન માણસ હતો, પણ તેનું હૈયું ચાલતું લગભગ બંધ થયું હતું કે જ્યારે તે એક આંધળા માણસ માફક લં બ વેલા હાથે સાથ ડાબી બાજુએ ફર્યો.

આ ચોથી વખતે પણ એક દીવાલ તેની આડે આવી ઉભી. ભયની એક લાગણી તેનામાં દાખલ થઇ. જે ગુફામાં તે પડેલાં હતો ત્યાંથી તેને આ પથરના કેદખાનામાં પુરવામાં આવ્યો હતો; નહીં, આનાથીએ પણ ખરાબ, તે એક જીવતી ઘોર હતી.

આ કામ કોણનું હશે ! શું આ કામ કરવી શોનું હશે કે જેઓ એક વખતે અહીંયા રહેતા હતા ?

પણ ફ્રાન્સીસને ખાત્રી હતી કે આ કામ કરવી શોનું ન હતું. તેને એવુંજ લાગ્યું કે આ કામ ક રનાર કોઇ વધારે મોટી પહોંચનો અને લોભી મા ણસ હોવો જોઇએ–તે ખુદ સુલતાના હોવી જોઇએ.

તેણીના કાવત્રાનો તે ભોગ થઇ પડ્યો હતો.
પણ શું જે માણસે તેને ચેતવ્યો હતો, શું તે મ
ણ ત્યાં કેદ થઇ પડયો હતો ?

ગુસ્સાનો એક ભારે જુસ્સો ફાજીલમાં પ્રસરી
રહયો. તેણે મુઠી વાળી. જો એક વખતે તે બહાર
નીકળવા પામે તો કીનાનો વખત આવે. આટલા
બધા એક સુંદર આકારમાં આટલી બધી લુચ્ચાઇ
હોય એ શું માનવા જોગ છે ? હવેજ ફાજીલ, ના
દીરનો બગબા જાતિ તરફનો ખિફર અને સુલતા
ના તરફનો અણગમો સમજવા લાગ્યો. અલબતાં
શાહેરા પણ તેવાજ કીસમની ઓરત હોવી જોઇએ.
દેખીતી રીતે સુલતાનાના ઘાતકીપણા સામે તેણી-
એ અખાડા કીધા હતા. તેણીએ તે ચાલ્યો જાય
એમ ઇચ્છયું હતું. આ કામ પાર ઉતારવા આના
કરતાં વળી બીજો કઇ સરસ ગોઠવણ થઇ શકે ?

પણ ઓરતોના વિચારોના દરમ્યાન તેની મુમ-
તાજની મુર્તી તેની આગળ આવી ઉભી. તે ભયંકર
બંદીખાનામાં તેણી આશા અને રોશનીનું કીરણ
લાવતી જણાઇ. શું સઘળી ઓરતો ઠગારી ?

નહીં, જ્યાં સુધી મુમતાજ જીવતી હતી, ત્યાં સુધી તો નહીંજ ?

હવે ફ્રાન્સીસે તે કેદખાનું પછી બારીકાઈથી તપાસવનું શરૂ કીધું, એવી આશામાં કે બહાર જવાનો કોઈ છુપો રસ્તો મળી આવે. નહીં, બહાર નીકળવાની સેજ પણ નીશાની ત્યાં જણાતી ન હતી. તે સઘળી દીવાલો પથ્થરની હતી અને દેણીત્ત રીતે ડુંગરમાંથી બનાવવામાં આવી હતી. તેઓનો ઘાટ વાંકોચુંકો હતો, કોઈ ઠેકાણે લાંસી તો કોઈ ઠેકાણે ઘણીજ સાંકડી હતી. પણ એક ભાગ વધારે લાંસો અને સફાઈદાર પથ્થરનો બનાવેલો હતો. તે ભાગ કબર પર મુકાતી તકતીના કરતાં વધારે મોટો ન હતો, અને તેનો આકાર તેનાજ જેવો હતો.

ફ્રાન્સીસને શક ગયો કે તેજ કેદખાનાનો છુપો દરવાજો હોવો જોઈએ. તે ગમે તે હોય પણ એક ખાક ગાઢુક તે મજબુત અને જરા પણ હીલવી શકાય એમ ન હતું નાસીપાસીની એક લાગણી સાથે તેને લાગ્યું કે, તે કેદખાનામાંથી નાશી છુટ

વાનો એક પણ રસ્તો ન હતો. જો તેનો છુટકો થ
ઇ શકે તો તે કોઇ બહારના માણસને હાથેજ થ
વો જોઇએ.

તેના બહાર ઉભેલા નોકરનું શું થયું હતું ? શું તેને મારી નાખવામાં આવ્યો હતો કે તેને પણ બંદીવાન કરવામાં આવ્યો હતો ? અથવા તો શું ખોટી ગતાં થાકી તે છાવણીમાં પાછો ફર્યો હતો ? એકાદ પળ કૃષ્ણજીને આશા આવી કે તે માણસ પાછો મદદ લઇ ફરશે; પણ જ્યારે તેની કશીજ નીશાની જણાઇ નહીં ત્યારે નાસીપાસ થવા લાગ્યો.

જેમ મોતનો ઠંડો હાથ એક મરતા માણસના હૈયા પર આસ્તે આસ્તે લંબાય છે, તેમ એક ભયંકર નાસીપાસીએ કૃષ્ણજીની છાતીમાં ઘર કીધું. તે કાંઇ મોતથી બ્હીતો ન હતો—એક કરતાં અનેક વખતે ખુલ્લા મેદાનમાં તે મોતની સામે થયો હતો. અને તે પણ જવાંમર્દી સાથે. પણ આવો મોતનો ખ્યાલ કરતાં પણ વધારે દુઃખદાયક હતું—આ તો ધીમે ધીમે રીબાઇને મરવાનું હતું.

તે જમીન પર પડ્યો અને ઉંઘવાની કોશીશ કરવા લાગ્યો, પણ તેમ તેનાથી થયું નહીં. પછી ગુફાના સાંકડા વિસ્તારમાં તે ફરવા લાગ્યો, પાછો તે જમીન પર લેટ્યો, અને મોત માટે એવી આજીજી કરવા લાગ્યો.

એકાએક તેને લાગ્યું કે બહારથી થતો એક અવાજ તેણે સાંભળ્યો. તે આતુરતાથી સાંભળવા લાગ્યો. હા, અવાજ આવતો હતો ખરો.

“ પ્રાણજીત બેગ ! ” એક અવાજ સંભળાયો.

ક્ષણભર ખુશાલીમાં ટાંપી રહ્યો તેનું પોતાનું નામ ! પણ પુકારનાર કોણ હતો ? ખચિતજ એ અવાજ શાહજાદી શહેરાનો હતો. શું તેણી ત્યાં ફા જલના દુઃખ પર હામ દેવા આવી હતી ?

“ હા, હું અહીંઆં છું ! ” તેણે જવાબ આપ્યો.

આ પછી પેલા પત્થરના દરવાજામાં તેણે એક ચાવી ફરતી સાંભળી અને તેથી તે ગીજાવરા પર ફરવા લાગ્યો.

"શું તમે સહીસલામત છો ? તેણીએ પુછ્યું,

એક ફાનુસની ઝાંખી રોશનીના આધારે પ.જી સ જોઇ શકતો હતો કે, તે આવનાર એક બર બ ઘોડેસ્વાર હતો. પણ તેણે વધારે પારખી કાઢયું કે, તે આવનાર કેઇજ નહીં, પણ સાહજાદી શહે રા ખુદ હતી.

"હા, તદ્દન સહીસલામત" તેણે જવાબ આ પ્યો.

" અલ્લાહના શુકરાના માનો ! મારો હાથ ધરો" તેણીએ કહ્યું.

તેણે શાહેજાનો હાથ પકડયો તે ઠંડો અને સ્થિ ર હતો—ને એક જબરાનો હાથ હતો કે, જેથી ભ ય શું ચીજ છે તે જાણતી ન હતી. તેની પત્થર ની ઘેરમાંથી તેણી તેને જવાં પહેલાં તે હતો. તે ગુ ફામાં લઇ ગઇ. આ પછી પેલા નાના ગોખલા વા ટે તેણીએ તેને દુનીયાની ખુલ્લી રોશનીમાં બહાર લાવ્યો.

જેવા તેઓ પર્વત પાસે જઇ લાગ્યા કે, તેના

મધ્યાળે સવારના પહેલા કીરણો ઉગી નીકળતા. હા જીએ અટકળ કીધી કે જે દીવસ ને ગુફામાં દખલ થયો તે આખો દીવસ તે પેલી ઘેરમાં કેદ હતો અને તે પછીની રાત પણ તેણે ત્યાંજ ગુજારી હતી. તે તેણીને સવાલો પુછવા જતો હતો, પણ તેણીએ હોઠ પર હાથ મુકી ચેતાવ્યું કે આ વખત વાતો કરવા માટે ન હતો.

ડુંગરના તે પસાવલા ભાગની પેલી મેર તેઓ ચાલ્યા અને નીચે ઉતરતાં ઝાડો સાથે બાંધેલા બે ઘોડા હાજીબની નજરે પડયા.

" એક તમારે માટે છે," તેણી બોલી " જલદી સ્વાર થાઓ ! વખત ખોહવો ન જોઇએ."

" હાજીબ એક ઘોડા પર બેઠો અને તેણી બીજા પર સ્વાર થઇ."

" પાછળ આવો ! " તેણી ઉતાવળે બોલી.

તેણીએ પોતાનો ઘોડો આગળ હપટાવ્યો. પછી જેવા તેઓ પેલી ખડબચડી ડુંગરવાળી જમીનમાંથી બહાર પડયા કે તેણીએ પોતાના બાતીબા

જાનવરોને પાવડા ભોંકયા અને તે ઉમદા પ્રાણી પ
વન માફક ઉડવા લાગ્યે.. તેણીની બરોબર થવા હા
ઝીમને ઘણી મહેનત પડતી હતી.

તેણે જોયું કે તેણી મહેલ અથવા તો છાવણી
તરફનો રસ્તો ન લેતી હતી. તેણી કયાં જતી હ
તી, તેની અજાયબીમાં ફાઝીલ પડયો તે તેણીને સ
વાલ પુછવાની હિમ્મત કરી શકતો ન હતો, કેમ
જે તેમ કરવાથી તેણીને એમ લાગે કે તેનો તેણી
માં વિશ્વાસ નથી.

એક કલાકની સખત સ્વારી પછી તેઓ એક
નાની વણજાર આગળ આવી પહોંચ્યા કે જેની મો
ખરે તેમજ પાછળ સંભાળ સાથના સ્વારો નજ
રે પડતા હતા.

જંગલમાં દોડતાં રસ્તાની બાજુએ એક ખુલ્લી
જમીનના ટુકડામાં આ નાની વણજાર કોઇની આ
વવાની વાટ જોતી હોય તેમ ખોટી થતી હતી.

શંહેરાએ ઘોડાની ચાલ ધીરી પાડી.

“ તમે તમારા રફીકને ત્યાં જશો.” વણજાર
દેખાડતાં તેણી બોલી.

"કોણ ઉસમાન ?" અજાયબીમાં ફાજીલે પુછ્યું.

"હા"–બોલવા મુશ્કેલી થતી હોય, તેમ એ-કાદ પળ તેણી થોભી–"તે તમને બધી સમજ પાડશે. વખત કીંમતી છે, અને મારે મહેલે જલદી પાછું ફરવું જોઇએ. પણ જવા આગાઉ એક ચીજ વિષે મને કાંઇ કહેવું છે. જ્યારે તમે દરબાર પાછા ફરશો ત્યારે તમે ઉસમાનની સગીને મળશો નહીં ?"

"શું તમે તેની ફુઇની દિકરી વીષે બોલોછો ? અજાયબીમાં ફુટેલી આંખો સાથે ફાજીલે પુછ્યું.

"હા." તેણી બોલી.

"હું—હું ધારૂં છું કે હું તેણીને મળીશ. કેમ વારૂ ?" ફાજીલે પુછ્યું.

"કારણ, શાહજાદી શહેરા તરફની એક અદના શાહોની ભેટ તેણી પર જવાની છે." પોતાની આંગળી પરથી ઝગઝગતી અમુલ્ય હીરાની વીંટી તેણીએ કાઢીને ફાજીલને આપી. આ વીંટીની ઝમક

તેણે હોંશથી જોઇ હતી, અને જ્યારે તેણીએ ઉમરાનના બચાવમાં પોતાનો હાથ ઉંચક્યો હતો, ત્યારે બમણા પ્રકાશથી ચળકી રહી હતી.

" આ વીંટી તેણીને આપજો, અને તેણીને કહેજો,-તેમને કહેજો, કે આ વીંટી તેણીની તરફથી મોકલવામાં આવી છે કે જેણીને અલ્લાહે તે મોટું સુખ ભોગવવા ન આપ્યું કે જે તેણી ભોગવનાર હતી. અને આગ પણ કહેજો કે તેણી પર તેમજ આખા કુટુંબપર મારા આશીર્વાદ હોજો."

કાફુરને વીંટી આપતાં તેણીએ પોતાનો હાથ તેના હાથમાં મેલ્યો. પારસીની પકડમાં તે હાથ ઠંડો અને સ્થિર હતો, હમણાં તે ધ્રુજતો હતો. અને કાફુરને લાગ્યું કે તેણી પડી જવા જતી હતી.

પણ એક પળમાં સાવચેત થઇ. એક અનુભવી સ્વારની અદાથી તેણીએ ઘોડો ફેરવ્યો, અને તે કમાનથી છુટેલા તીર માફક મહેલ તરફ ઉડવા લાગ્યો.

જ્યાં સુધી તેણી નજરથી દેખાતી બંધ પડી

ત્યાં સુધી ફ્રાઝીસે પોતાની આંખો તેણી પાછળ દો ડાવી અને તેના આંખો આંસુથી તર હતી.

તેણી ચાલી ગઇ હતી હંમેશને માટે તેણી ચાલી ગઇ હતી, અને પોતાની જીંદગી બચાવવા તેણે તેણીનો આભાર માન્યો ન હતો. હમણાંજ ફ્રાઝીસે બરોબર જાણ્યું કે તે કેવા કીસમની અબળા હતી. તે હવે શાહજાદી શહેરાને માત્ર એક ખુબસુરતજ અબળા લેખે નહીં પણ એક પરોપકારી અને અસીલ ઓરત ગણવા લાગ્યો.

## પ્રકરણ ૧૫ મું.

### કુદરતની કરામત.

ફ્રાઝીસ આથી એટલો તો ઉદાસ થઇ ગયો હતો કે, તેની પાછળ આવતા ઘોડાના પગલા પણ તે સાંભળતો ન હતો, પણ તરતજ તેના ખંભા પર એક હાથ મેલ્યો અને તે પોતાના વિચારમાંથી જાગૃત થયો.

" ફ્રાઝીસ ! " આવનાર બોલ્યો.

પાછળ ફરતાં તેણે ઉસમાનનો ઉદાસ ચહેરો જોયો.

" તેણી ચાલી ગઇ ! "

તે એટલી તો દીલગિરી સાથે આ બોલો બો લ્યો કે, જાણે તે એક અતિ પ્યારા મરતા રફિકની આંખો બંધ કરતો હોય.

" હા, ઉસમાન, હું બધું સમજુ છું. તારે મને કાંઇ વધારે સમજણ પાડવી ન જોઇએ. તેણી એ તને છુટો કીધો છે. " ફાઝીલ બોલ્યો.

"હા, અલ્લાહ મને માફ કરે ! તેણીનીજ મદદથી એક વફાદાર અને તાબેદાર માણસ તરીકે હું હમણા લેખાઉશ—મારા હૈયામાંનો છુપો ડંખ તેણીએ પોતાના પરોપકારી હાથે દુર કીધો છે. પણ હું ગમમાં ગીરફતાર છું. હું આમની પાછલી વાતો કેમ યાદ કરવાની હિમ્મત હું કરી શકીશ ? " ઉસમાન ગમખાર દિલે બોલ્યો.

" ઉસમાન આવી કીસમની તારી ઉદાસી એક તરતનાજ કેદથી છુટેલા રફિકને આવકાર આપનારી

નથી. તે ઘોરમાં મારી હાલત એવી હતી કે, એક મીસરની મમી પણ તેવી ભયંકર હાલતમાં રહેવા પસંદ ન કરે. શાહજાદી મને છોડાવવા કેમ આવી લાગી, અને આ વણજાર મુસાફરીની કેમ તૈયારીમાં છે ?" ફાઝીલે પુછ્યું.

"વણજારની મોખરે આપણને પહેલાં જવા દો, અને પછી હું તને કહીશ." ઉસમાન બોલ્યો.

" તેઓ ઘોડા દોડવતા વણજારની મોખરે જઇ લાગ્યા.

" તું જે અટકળ બાંધી મુકયો છે, તે મારે ફરીથી કહેવી ન જોઇએ, કે જયારે મેં શાહેરા આમળ પ્યારની વાત કાઢી ત્યારે તેણીએ ફરજનો સવાલ વચમાં મુકયો, અને સહુકાઇથી મારા વિચારો ફેરવ્યાં. ઓ ! ફાઝીલ, તું જો તેણીને તે વખતે વાત કરી જોતે તો તું મગરૂર થયા વગર રહેતે નહીં. તેણીની દલીલો તારી કરતાં પણ વધારે પ્રબળ હતી. આ બાબતથી મારે માટે તરજ ગહેલ તજવા સિવાય બીજી કોઇ લાયકી ન હતી. હું માત્ર તારીજ રાહ જોતો થોભ્યો હતો. પણ તે દિવસ તારી

કોઇ પણ નીશાની વગર પબાર થઇ ગયો. ઝુહેરા પણ મારા જેવીજ આતુરતા અને ફિકરથી તારી વાટ જોતી હતી. જયારે સવારમાં મેં તેણીને કહ્યું કે, તું વીરની ગુફામાં ગયો છે. ત્યારે તેણી ગભરાયલી દેખાઇ અને જ્યારે સાંજે પણ તું આવ્યો નહીં ત્યારે વધારે ગભરાયલી તેણી મારી પાસે આવી અને વગર ઢીલે મહેલ તર્ફ જવા વિનંતી કીધી. હું જોઇ શકતો હતો કે, તેણી મારી સલામતી માટે બ્હીતી હતી. પણ તું પાછો ન ફરે ત્યાં સુધી મેં જવાની ના પાડી. 'ઉસમાન, થોડાક વખત પરેજ તમે કબુલ કરતા હતા કે, તમે મને ચાહો છો, ધ્રુજતા અવાજે તેણી બોલી, જો હજી મારા તરફ તમને જરા પણ પ્યાર હોય તો, તરતજ અહીંથી જતા રહો. અહીંઆં થોભવાથી તમે તમનેજ નુકશાની કરશો એમ નથી, પણ સાથે તમે તમારા બહેનની જીંદગી જોખમમાં નાંખો છો. જાઓ તમારા તંબુઓ તોડી પાડો અને વગર ઢીલે મુસાફરી શરૂ કરો. જાઓ! બનતી ઝડપે આગળ વધો અને રાસ-અલ-ઐન નામની જગ્યા આગળ થોભો

હું તમારા રફિકને આ જગ્યાએ લઇ આવીશ આ પરથી મેં વિચાર્યું કે, પાછો તું સુલતાનાના કોઇ છટકામાં સપડાયો હતો. શું મારી અટકળ ખરી છે? ઉસમાને પુછ્યું.

પોતા પર જે વિત્યું હતું તે ફાઝીલે ટુંકામાં કહી સંભળાવ્યું.

“ અલ્લાહનો આહેસાન માનો, તેણીએ તમને બચાવ્યા!” ઉસમાને બુમ પાડી, “ પણ આ છટકું એટલું બધું ખાતરી હશે તેનો હું ખ્યાલ કરી શકયો નહીં. પહેલાંથીજ શહેરાને પોતાની માદર પર શક ગયો હશે. દેખીતી રીતે પેલી ગુફામાંનું બંદીખાનું તેણી જાણતી હોવી જોઇએ, અને હું મહેલ છોડી ગયો તે પછી તેણીએ કોઇ પણ કોસમે ચાવીનો કબજો લીધેલો હોવો જોઇએ”, ઉસમાને અટકળ કાઢી.

“ કેવી રીતે-મને અજાયબી લાગે છે!” ફાઝીલ અજાયબ થતો બોલ્યો.

“ આ ભેદ આપણે કદી જાણીશું નહીં. આખા મહેલમાં તેણીજ માત્ર પેલી હરામખોર સુલતાના

પર કાંઇ અસર અજમાવી શકે છે. અને તેણીજ માત્ર સુલતાનાને વ્હાલી લાગે છે. પણ તેણીએ તને બચાવ્યો છે." ઉસમાન બોલ્યો.

"હા તેણીએજ મને બચાવ્યો છે; પણ બાપુ નાદીરનું શું થયું ?" કાઝીએ ચિંતાથી પુછ્યું.

"આજ ખ્યાલ મને પણ આવ્યો હતો. નાદીર તરફ મને કાંઇ ઘણો પ્યાર છુટતો નથી; પણ એક સાથીને તજી તેને ધાસ્તીમાં મેલી ચાલી જનારમાં હું સૌથી છેલ્લો હોઉશ આની મેં શહેરાને સમજ પાડી. તેણીએ દૂરીથી બમણા જોશથી ચાલી જવાની મને વિનંતી કરી. જો નાયગ નાદીર ભગી શકવાનો હશે તો તેણી કદી પણ તેને શોધી કાઢયા વગર રહેશે નહીં. જયારે આપણે ખોર-અલ-હમીર પહોંચી જઇશું ત્યારે તેના સબંધમાં તેણી તરફથી આપણે વધારે સાંભળીશું. જો નાદીરનો પતો મળ્યો હશે, તો તે આપણને ત્યાં આવી મળશે. હું વધારે કાંઇ તકરાર ઉઠાવી શક્યો નહીં અને ખમુસ કરીને જયારે તેણીએ કહ્યું કે, દરેક દીલની

પળ તારા હકમાં ગેરફાયદો કરશે. ત્યારે મેં વધારે તકરાર કરવાનું બીલકુલ છોડીજ દીધું.

"આથી મેં મહેલ છોડયો અને છાવણીમાં ગયો, અને હુકમ આપ્યો કે, બનતી ઝડપે છાવણી ઉપાડી લેવી અને પછી તરતજ મુસાફરી શરૂ કીધી આમ કરવામાં મેં ભુલ તો નથી ખાધી!" ઉસમાને પુછયું.

"આટલા સુધી તો બધું ઠીક છે." ફાઝીલ બોલ્યો.

"પોતાના કોલનો એક ભાગ તને છોડવીને તે સ્ત્રીએ અદા કીધો છે." ઉસમાન બોલ્યો. "અને જો ઓરતથી બની શકતું હશે, તો તેણી બીજો વચન પણ અદા કરશે. હું માનું છું કે, જે છટકું મારે માટે મેલવામાં આવ્યું હતું, તેમાં નાદીર પણ સપડાયો હશે. ને કોઇ જગ્યાએ સુલતાનાના કબજામાં હશે ખરો. શાહજાદીને પણ આવોજ શક ઉત્પન્ન થયો હશે. આપણે તેને છોડવી શકીએ તેના કરતાં તે અબળાની ચાલાકી અને સમજ સારી રીતે કામ બજાવશે. આથી આપણને ઉતાવળે ખોર-

આમ-હગીર તરફ વધવા દો, જેથી આપણે ત્યાના હીરની રાહ જોઈશું. " ફાજીલ બોલ્યો.

થોડોક તફાવત તેઓએ વાતચીત વગરનો કા પ્યો. અને દરેક પોતાના ખયાલોમાં ચકચુર હતા. આખરે ફાઝીલે ચુપકીદી તોડી.

" આપણા માનમાં સુલતાનાએ જલસો જમા વ્યો તે તને યાદ હશે ? " ફાઝીલે પુછ્યું.

" આપણાં માનમાં ! હા ! " ઉસમાન બોલ્યો.

" અને શહેરાએ ગાયેલા પેલાં તુર્કી ગીતનું દિલ પસંદ ગાણું હજી તારા કાનમાં વાગે છે ? " ફાઝીલે પુછ્યું.

" હા, હજી તે મારા માથામાં ઘુમ્યા કરે છે." ઉસમાન બોલ્યો.

" આ ગીત તેણી કેમ શીખવા પામી તેની મને અજાયબી લાગે છે ! " ફાજીલ બોલ્યો.

" આ વાતની મને પણ અજાયબી લાગતી, અને ત્યારેજ હું જરા શાંત પડયો કે, જ્યારે મેં સાંભળ્યું કે, તેણીનો બાપ એક તુર્ક હતો. જ્યારે

તેણીના આ ગીત પરના કાનુથી મેં વખાણુ કીધાં જ્યારે તેણી બોલી કે, આ વખાણુને તેણી લાયક ન હતી. પણ તેણીનો બાપ હતો કે, જેણે તેણીને આ ગીત શીખવ્યું હતું, તેણીએ વધારે કહ્યું કે, તેણીનો બાપ એક ઘણોજ સારો ગાનાર તેમજ વગાડનાર હતો." ઉસમાન બોલ્યો.

આથી બરમ ખુશ્લો થઇ ગયેલો લાગ્યો, પણ ફાઉસને જે સૌથી વધારે અજાયબી લાગતી હતી તે એ હતી કે, જે ગીત શાહેરાએ આટલી બધી કાબેલીયત સાથે ગાઇ સંભળાવ્યું હતું. તેજ ગીત નાદીરે પોતાની મહોબતની મુર્તીને મોઢેથી શરૂઆતમાંજ સાંભળ્યું હતું, અને જેણી તેને દગો દઇ નાસી ગઇ હતી.

મહેનત અને કંટાળા ભરેલી ઘણા દીવસની મુસાફરી પછી તેઓ આખરે બોર-અલ-હગીર આગળ આવી પહોંચ્યા. તે એક ડુંગરાવાળી જમીન હતી. અને રફતે રફતે નામન્ન નદીના કિનારા સાથે મળી જતી હતી. અને તેમાં જગોજગ ધુરરા અને

સગસગના મોટા ગયદાનો નજરે પડતા હતા. પેલી મેર ડુંગરો અસમાનથી સર ઉંચો કરી ઉભા હતાં.

અહીંજ તેઓએ પડાવ નાંખ્યો. યાને શહેરા તરફથી વધારે ખાનગી અને પોતાના પાછળ રહેલા માણુસોની રાહ જોવા લાગ્યા.'

દિવસો, અઠવાડિયામાં ફેરવાઇ ગયા અને અઠવાડિયા, મહિનાઓમાં બંધાઇ ગયા; પણ હજી નાદીર વિશે તેમને બીલકુલ ખબર મળી ન હતી. તેઓના બાકી રહેલા માણુસો આવી મળ્યા હતા, માત્ર નાયબ નાદીરજ ખુટતો હતો.

શહેરની ચુપકીદી ફાઝીલ અને હુસગાનને મુંઝવણમાં નાખવા લાગી. પોતાનો બોલ પાળતાં કોઇ પણ ચીજ તેણીને નડી હશે.

જ્યારે તેઓની આવી હાલત હતી, ત્યારે ખૂંસ તમઓલથી ખબર આવી લાગી. ખુશીના ઉભરા સાથે તેઓએ કાગળોના બંડલો પેલા ખેપીયાઓ પાસેથી લીધા કે, જેઓને ઘણાક દિવસો અગાઉથી નદીના નજદીકના સ્ટેશન પાસે થોભતા રાખેલા હતા.

તેમાં વળી એક ત્રુટી રોજીંદુ પત્ર પણ હતું. તે કાઝીએ જાણી જોઇને પેલા કાગળોમાં આમેજ કીધેલું લાગતું હતું. તેમાંનું લખાણ જે સાથી પહેલાં ઉસમાનની નજરે પડયું તે કેટલા મોત થયા તેની ટીપ હતી. અને જેની નીચે ખાસ લીટીઓ કાઝીએ પાડી હતી. તેણે નીચે મુજબ વાંચ્યું.

" ચાલુ માસની તા—ના દિવસે બત્રેના જાણીતા ઉમરાવ આદેશના બહેનની દિકરી બાનુ નરગેશ જન્નત નશીન થયા છે."

ઉસમાને આ વાંચ્યું અને તે ગમમાં ગીરફતાર થયો.

" શું છે!" ઉસમાનની ગમગીનીના ઉદ્દગાર સાંભળી પોતાનું વાંચન મૂકી કાઝીએ પુછ્યું.

" તે બિચારી આખર ગુજર પામી છે; આહ, હું ન્હેગીનો મહાન મોત છું!" ઉસમાન ખરે ખર દલગીર થતો અને દયા ખાતો બોલ્યો.

આગળ બોલતાં તેણે પેલું પત્ર કાઝીના હાથમાં આપ્યું. કાઝીએ પણ તેટલાજ શોક સાથે તે લીટીઓ વાંચી.

" હું ઘણોજ ઘાતકી થયો ! " ઉસમાન પોતા પર ખીજવાતો બોલ્યો.

પણ અલ્લાહની મરજીને તાબે થયા વગર છુ-ટકો નથી. માણસ ચાહે છે શું, અને ખુદા કરે છે શું ! પણ ઉસમાન તને એક દિલાસો માત્ર એ છે કે, હવે પછીથી તને કોઇ પણ, એકલપેટો અને ના ફરમાન જુવાન કહી શકનાર નથી. અને આની સાખેતી હું કરું છું. " ફાઝીલ બોલ્યો.

ઉસમાનનો સર ગમીમાં તેની છાતી પર ઢળી પડયો. શહેરાએ આપેલી વીંટીની ફાઝીલને યાદ આવી. ઉસમાનને પરણતી મદદગારને તેણીના લ ગ્નની આ ભેટ અને આશિર્વાદના વચનો તેને હમણા યાદ આવ્યા.

" તેણીને આ વીંટી આપજો અને કહેજો— કહેજો કે, આ તેણી તરફની સોગાદ છે કે, જેણી ને અલ્લાહ તે સદા સુખ આપનો અરકતો હતો કે જે તેની ભોગવનાર છે. અને વળી તેણીના આખા કુટુંબ પર મારા આશિર્વાદ કહેજો. "

હવે શાહજાદીની આ નાજુક અને લાગણી ભરેલી ઇચ્છા તે ખર લાવી શકે એમ ન હતું. તે વીંટી હમણાં એક તપાવેલા લાલ લોખંડના ટુકડા જેવી લાગવા માંડી. હાઝીલને જણાવા લાગ્યું કે, ઝહેરા અને ઉસમાનના પ્યાર વચ્ચે તે પડયો. તે શરતીને રસ્તે બોલતાં તેણે તદન વાજબી કીધું હતું.

ઉસમાનની ફુઈની દીકરીના શોકજનક મરણથી તે બન્ને જવાનો જીગરે જખમી થયા હતા. ખસત ગમોલ જવાની જે તેઓની ઉલટ હતી. ખસતમ-બોલ તરતજ પાછા ફરવું કે પછી આફ્રિકામાં થોડીક શોધ ખોળ ચલાવવી, તેના નીવેડા પર આવતાં તેઓ હચ્ચુપચ્ચુ થયા. ટુંકમાં કોઇ પણ પાકા ઠરાવ વગર તેઓ ત્યાંજ છાવણી નાખી પડયા રહ્યા.

હજી નાયબ નાઝીર કે, જે તેઓની ટોળીમાંનો એક લેખાય અને જેને લીધા વગર ચાલ્યા જવું એ માણસાઇ ખસલત ન લેખાય, તે હજુ આવ્યો નહોતો. હવે તેઓને શક પેદા થવા લાગ્યો કે, શાહજાદી ઝહેરા ખોટા વચનની ખ્વાજા હતી. અને

તેથી તે એક વખતના ફરેસ્તાઇ ખસુસતની બાજા
માં તેઓ અનેક બેહુદા શકો જોવા લાગ્યા.

પણ એક અફવા સાંભળતાં તેઓની અજાય
બીનો પાર ન રહયો. હવેજ તેઓને જણાવા
લાગ્યું કે, શહેરા પર અને તેઓના વતન પર કાંઇ
વીત્યું હતું. પહેલી અફવા એ હતી કે, સુલતાનાની
પ્રજાએ હુલ્લડ કીધું હતું, બીજી અફવા એ હતી
કે, હુલ્લડ જેવું કશું એ ન હતું. પણ દરવીશોના
એક ટોળાએ મહેલને ઘેર્યો હતો; અને હજી એક
ત્રીજી પણ અફવા એ હતી કે, આ ઘેરો ઘાલનાર
દરવીશો ન હતા. પણ મધ્ય ભાગમાંથી ધસી આ
વેલી એક લડાયક જંગલી ટોળકી હતી.

આ સઘળી અફવાઓથી એટલું તો દેખીતું
હતું કે ત્યાં કાંઇ ઉથલપાથલ થતી હતી. અને લ
ડાઇ શરૂ થઇ હતી અને હજી ચાલુ હશે.

આ સાંભળી ઉસમાન અને ફાઝીલ ઉસ્કેરાયા.
પહેલાં તો તેઓની ફરજ નાયબ નાદીરને શોધીને
છુટો કરવાની હતી. અને બીજી તો એ હતી કે,

જે અગાઉ તેઓ બન્નેના જાન બચાવ્યા હતા. 'તેણીનું જાન તેમજ માન હાલ તે અગાઉની નેકીના બદલામાં બચાવવું.

તેઓએ પાછા ફરવાની ઝડપી તૈયારીઓ કરી પહેલાં તો જેટલા પણ બહાદુર અને હથિયારો સારી રીતે વાપરી જાણનાર કસાયલા તુર્ક જવાનો તેઓએ શોધી કાઢયા અને બાકીના લસ્કરનો ભાગ બીજી જાતોથી ભરવામાં આવ્યો કે, જેમાં મુખ્ય ગીસરી લુટારા વગેરે હતા.

## પ્રકરણ ૧૬ મું.

## સુલતાની સીતમ.

હવે આપણે સુલતાના ઘરબારની અને તેણીની સલતનતની તપાસ લઇએ.

સુલતાના જાતે પણી તામસી હતી, અને વારંવાર ઘાતકી બનતી હતી. પોતાની રઇયતના સુખની તેણીને દરકાર ન હતી, જ્યારે પોતે મોજ શોખમાં

ચકચુર રહેતી. પોતાની રૈયત અને દેશને નવા હેરા નખાવવામાં તેણી ઘણી ફુલજતી અને ખખીલ હતી. અને એથી કરી તેણીં સઘળાની ધિતરાજીમાં આવી ગઇ હતી. વળી તે દેશી ખાસઓને જે સઉથી વધારે પજવનારૂં હતું, તે એ હતું કે તેણી પરજાને દરબારમાં આસરો આપી, દેશીઓના હક પર પણી ફેરવતી હતી. ટુંકામાં તેણીં એક આપ ખુદી દોર ચાહનાર રાજકર્તા હતી અને પોતાની સત્તાનો હદથી જયાદા ગેર ઉપયોગ કરી પોતાનીજ પડતી અને ખરાબી કરવામાં તેણી પોતેજ પોતાને જવાબદાર હતી.

હવે પ્રજાના અસંતોષે ગંભીર રૂપ પકડયું. સુલતાના વિરૂદ્ધ હરેક જાતના કાવાદાવા થવા લાગ્યા. દરબારી ઉમરાવો પણ તેણીના સામે થવા લાગ્યા. ત્યારેજ આવતા વાદળા તરફ તેણીની સહજ આંખ ઉઘડી. પણ તેણીં પોતાના એંટ મુકે એવી નહતી. ઘણાંક હિંમતવાન અને બહાદુર તેમજ હુશીયાર પરદેશીઓ તેણીની કુમકે હતા. આ પારકાઓની કુમકે તેણી હજી પણ મગરૂર રહી. અને પોતાના

દુશ્મનોને ગણકારવા ન લાગી તેણીના શતરૂઓમાંના કેટલાક આપ મતલબી અને સત્તાના લોભીઓ સુલતાના સાથે મળી ગયા. અને આથી તો સુલતાના અગાઉ કરતાં પણ વધારે હુજ્જતી બની. બંને પક્ષો વચ્ચે કાપાકાપી થવા લાગી અને તેમાં સુલતાનાના સુધરેલા બહાદુર સાથીઓ ફતેહ મેળવવા લાગ્યા. આથી સામાવાળાઓને બહારની મદદની જરૂર જણાઇ. દરવીશોની તેઓએ મદદ ચાહી જેઓ સુલતાનાના પરદેશી તેમજ લોભી દેશીઓને ધિક્કારતા હતા, અને હમેશાં પોતાના હકો તેઓ કદી પણ ડુબતા જોઇ શકતા નહતા. દરવીશો આગળ વધ્યા અને મહેલને ઘેરવામાં આવ્યો કે જે સુલતાના એક કિલ્લાના આકારમાં ફેરવી તેમાંથી પોતાનો બચાવ કરવા ચાહતી હતી.

# પ્રકરણ ૧૭ મું.

## ભરમ ભાંગ્યો.

રાત અંધારી હતી અને ઠંડી ની ઠંડી પાણીના જીગરમાં તીરો ગીસાસ પેવશ થતી હતી. આ પાપી કોઇજ નહીં પણ પેલી સીતમગાર સુલતાના હતી.

હાલ તેણી એક આહારતે કીધેલા દબદબા ભર્યા પોતાના ઘણાજ ખાનગી ઓરડામાં હતી. આમ ખાનગી રહેવામાં તેણીની મતલબ હતી. કારણ તેણીની જીંદગી ઘણી જોખમમાં હતી. જોકે મહેલની આસપાસ અને અંદર ગજબુન ચોકી પહેરા હતા તો પણ તે આપ મતલબી અને ઘાતકી જીગરને રાહત ન હતી.

તેણી એક ગાદીમાં લેટેલી હતી, તેણી તેજ ખુબસુરત પણ કરડી સુલતાના હતી કે જેણીથી ફાઝીલ પણ બ્હીનો હતો. હાલની તેણીની ઉશ્કેરા. વલી અને ગુસ્સેદાર અદામાં તેણી એક અપાર ખુબસુરતી ધરાવનાર સુંદર શયતાન જેવી લાગતી હતી

શાહઝાદી ઝહેરા તેણીના બાજુએ બેઠેલી હતી. અને ત્યાં બીજા કોઇની હાજરી જોવામાં આવતી નહતી.

સુલતાનાએ આંખો ઉંચકી, કે જે અંગારા ફેંકતી હતી, અને બોલી " તું ગાંડી છે. તને સમજ નથી. એક રાજકર્તા પોતાના હકો ભોગવે તેમાં ખલલ નાંખવા કોઇએ હિંમત કરવી ન જોઇએ."

આ સાંભળી ખુદ તે વહાલી દીકરી ઝહેરા ધ્રુજવા લાગી. પણ તેણી એક ફરેસ્તોજ હતી. તે ત્રિકાળ આદર કરતાં તે સુંદરીના સરમાં વધારે માયા અને ડહાપણ સમાયેલું હતું, પોતાની માદરના અંતરાજી ન મણુકારતાં તેણી બોલી "માદર, હું તમારી દુશ્મન નથી. હું એક કગીની સલાહકાર છું મારું કહેવું એમ છે કે આનો નતીજો ખરાબ આવશે."

" ઓકરમ ચુપ રહો !" સુલતાનાએ બીજવા ધને હુકમ કંપે.

જેવી સુલતાના બોલતી ચુપ રહી કે એકાએક તે ઓરડામાં એક ધાડા અને કંપારી છુટવનાર અવાજ ફેંકાયો:-" હા રદાની ચુપ રહો ! "

સુલતાના તેમજ શાહજાદી ગભરાટમાં પડયા. તેઓ શાંતપણુ ધારી તેમજ કરી શકે તે અગાઉ બાજુની ખુલ્લી બારીમાંથી એક બિહામણો અને કદાવર દરવીશ તે ઓરડામાં કુદી પડયો.

શહેરાએ દરવાજા પરના સિપાહોને મદદની બુમ પાડી.

તે આવનાર સુલતાનાના જીવપર તલપેલો લાગતો હતો. સુલતાના પાસે કશું હથીયાર ન હોવાથી તે નાઇલાજ થઇ પડી હતી.

પોતાની માદરના બચાવમાં શહેરા એક આંગળી પણ ઉંચકી શકે તે અગાઉ સુલતાના તે ખુની ખંજરનો ભોગ થઇ પડી.

હવે શહેરા તે ખુનીની સામે થઇ તે જુવાન બહાદુર અરબ અબળાએ પોતાની તાખત દેખાડી. તરતજ તેણીએ પોતાની નાજુક કમરેથી કટાર ખેંચી અને તે ખુનીની સામે ગઇ.

સિપાહોની દોડ આવી પહોંચી, અને તે ખુની સામે થવા વગર તેજ પળે ત્યાંથી બેભ થઇ ગયો.

સુલતાનાની આસપાસ તરતજ એક લોહીનું ખાબોચીયું વીટળાયું. તેણીને લાગેલો ઘા ઘણોજ કારી હતો, પણ તે પાપી જીગર તેનું ખોળીયું જલદીથી મુકે એમ નહતું. જો કે તેણી ઘણીજ ખાત ફો રીતે રીબાતી હતી તો પણ તેણીની શુદ્ધી ઠેકાણે હતી.

ઝોહેરા ઘણી ગમગીન અને ગભરાયલી લાગતી હતી. તોપણ તેણી શાંતીથી કામ લેવા લાગી. તર તજ રાજવૈદ્યને બોલાવવામાં આવ્યો.

સઘળી સાવચેતીઓ લીધા છતાં તેણીની જીંદગી બચવાની નહતી. તેણીને લાગ્યું કે મોત નજદીક હતું. તે સુલતાના કે જે સેંકડોના મોતનું કારણ હતી, તે હાલ પોતાના પંજામાં રીબાતી હતી, અને મોત પાપી જીગરના હાડે હાડ ભયંકર રીતે ધ્રુજાવતો હતો.

સુલતાનાએ બોલવાની ઝબરી કોશીષ કીધી, અને આ બોલ તેણીના સુકાયલા લબોથી નીકળતા સંભળાયા; “ ઝોહેરા, ઝોહેરા.”

સહેરા હરતજ પોતાની માદર પાસે આવી, અને વાંકી વળી ધ્રુજતી છાતીએ તે મરતા બાંગા તુટા બોલ સાંભળવા લાગી. "યા અલ્લાહ, તારી દરગાહમાં હું ગુન્હેગાર ઠરમાઉછું. સહેરા, પ્યારી સહેરા તું મને માફ કર. ઓહ, પાપ—પાપની યાદથી છાતી ફાટી જાય છે. મારું ખરું નામ ઇસરગીબહા છે, સાંભળ નાદીર તારો બાપ થાયછે. તેને મેં કેદ કીધોછે.—વીરની ગુફામાં હું તેને પરણી. સાબીલ સાથ હું નાહી. નાદીરનું પ્યાર તારા પર જાનથી જ્યાદા હોવાથી, અને તે મારી પુઠ પકડે એવું હોવાથી, મેં તારા બદલ એક પારકા બચ્ચાને તેની પ્યારી દીકરી મેહારૂમની જગ્યા સાચવવા પછળ મુકી, અગે નાઠા. હું રાજ કરૂં છું. તે અરૂમ ટોળા બારે ધારતીમાં હતો. અને ચોતરફની ખુવારીથી તેના બચવાની આશા નહતી. સામીલે બહાદુરી દેખાડી અને આ લોકનો માનીતો થતાં તે સુલતાન થઇ બેઠો. તે મુઓ અને હું કમબખ્ત સુલતાના થઇ. માફ—મને માફ કરો."

આ દુઃખદાયક એકરાર સાથે સુલતાનાનું દિ

કબજે થઇ ગયું. શહેરાની ગમગીનીનો પાર નહતો. આખા મહેલમાં ઉદાસી છવાઇ રહી. સુલતાનાને દબદબા ભર્યા માન સાથે દફનાવવામાં આવી, અને તે સોહા જીંદગી પર એક સોહા વેર ધરી ગઇ.

સુલતાનના સાથીઓના જીગર આથી હિંમત હારી ગયા. દુશ્મનને હાથે પોતાના શીકરની વાટ જોવા લાગ્યા.

શહેરાએ એક રાજકર્તાની ફરજ સમજી પોતાની આદરણીય રાજનીતી મુજબ આગવા હાલ તરત ઠરાવ કીધો, કેમકે મામલાએ તદન જુદી વલણ પકડી હતી. ઘણાક આપ મતલબી અને લોભી અમીરોએ દરવેશોને બોલાવ્યા હતા. તેની મતલબ માત્ર દરબારના પરદેશીઓને કાંઢી કાઢવાની ન હતી. પણ સાથે આખી પ્રજાની શાંતી અને સુખના ભોગે પોતે માતબર અને બળવાન થવા ચાહતા હતા. અને સુલતાના જેટલી સોતમગાર લેખાતી હતી, તે કરતાં પણ વધારે ઘાતકી અને જુલમી તેઓ બનવાની આશામાં હતા. એવું હવે ખુદ સુલતાનાના કેટલાક સમજુ ચાકરો સુદ્ધાં સમજવા લાગ્યા હતા.

શહેરા જેટલી સુંદર અને શાણી હતી તેટલીજ હિંમતવાન અને બહાદુર હતી, તે નાજુક નારમાં મરદનું શુરાતન ઉભરી નીકળતું હતું, અને તેણીએ એ હિંમતથી દુશ્મનો સામે વધારે વાર ટકવાનું બીડું ઝડપ્યું. જો કે તેણીના બહાદુર સાથીઓ પોતાનું બનતું કરતા હતા, તો પણ હવે પેલું જંગલી લશકર કે જે દીનપરદીન વધુ સંખ્યામાં ઘેરો ઘાલતું હતું, તેની સામે વધારે વાર ટકવા તેઓ ના હિંમત બનતા લાગ્યા હતા.

શહેરાના મનની હાલત પણ વિચિત્ર હતી. આવા ખાસ્તી ભર્યા વખતે પણ તેણીને પોતાના પ્યારા પેહરના વિચારો હરકે ચઢી આવતા હતા. અને તેને ભેટવા તેમજ ગાદી ચાહી તેમ ઇનસાફ આપવા હામ તેણી તાકતી રહી. તેને કયાં કેદ કરવામાં આવ્યો હતો, તે તેણી જાણતી હતી. મહેલ ના ચકરાવામાંથી બહાર જવાનું મુશકેલ હતું અને તેથી નાદીરને છુટો કરવાનું કામ પણ મહાલ હતું, પણ તે બહાદુર બાળા હિંમત હારી નહી. થોડાક બહાદુર લડવઇયાને તેણીએ ખાસ ચુંટી કાઢયા

અને પોતાની વીંટી સાથે તેમજ બીજી સલાહો સાથે લડતા લડતા મહેલની બહાર છટકી જવા કુદકો દીધો.

તે બહાદુર નરો તે માનિતી સુચનાઓને તરતજ તાબે થયા અને ઉમદા ઘોડા ઉપર સ્વાર થઇ દુશ્મનો વચ્ચેથી પસાર થઇ જવા ધસ્યા. લડતાં કેટલાક નીચે પડ્યા પણ ઘણાખરા સહીસલામત બહાર છટકી જવા પામ્યા.

# પ્રકરણ ૧૮ મું.

## છુટકો.

સુરજ અસ્ત પામવા આવ્યો હતો અને તે સાથે નાદીરને લાગ્યું કે તેની જીંદગી ખતમ થતી હતી કે આવતા અંધકારમાં પોતાના સીધા વિચારોમાં તે લપટાઇ જવાનો હતો.

જે ગુફામાં દાદીબને કેદ કરવામાં આવ્યો હતો ત્યાંજ થોડેક દુર ડુંગરના પેટમાં તેવાજ પ્રકારનું એક બીજું પણ દખનું હતું, કે જ્યાં નાદીરને

એક જંગલી જાનવર બીસાલ ગોંધવામાં આવ્યો હતો, અને જેના અંધકાર વચ્ચે તેની આંખો એક જંગલી હથવાન ગાફક ચમકતી હતી. ગુસ્સા અને નાસીપાસીથી તે દીવાનો બન્યો હતો, અને એક પુરાયલા સિંહ માફક તે અહીંથી તહીં પોતાના નાના બંદીખાનામાં ફરકરાયેલો ફર્યા કરતો હતો.

તે કહાતો હતો કે તેને મોત આવે પણ મોત તેનાથી બ્હીતો નાસતો હતો. તેની કંગાળ જીંદગી નીરજીવ ખોરાકની મદદથી લંબાવવામાં આવતી હતી, કે જે અજાયબ અને ગેબી રીતે તેને ત્યાં પહોંચાડવામાં આવતો હતો, ઘણી વખતે તેણે વિચાર કીધો કે ભુખથી મરી જવું. પણ પાછી તેનામાં આશા ઉત્પન થતી અને કોઇનો જુસ્સો પેદા થતાં તે પાછો ઉશકેરાતો અને પોતાની કંગાળ જીંદગી વધારે કંગાળ બનાવતો. તે, ફરતાં ફરતાં તે થાકયો અને જમીન પર પડયો પણ કોઇ અવાજ સાંભળતા તે પાછો ઉભો થયો.

હવે ઘેટાંઓના ખરીના પડઘા તેને ખુલ્લી રીતે સંભળાવા લાગ્યા. તેણે કાન તેજ કીધા અને

ઘોડાઓની જમીનપર થતા ધપકારા તેના કેદખાના તરફ લંબાતા તેને લાગ્યા. થોડીજ વારમાં બહારની જમીન શાન્ત રહી અને નાદીર અજાયબીમાં પડયો.

એકાએક દરવાજો નહીં જણાય એવી રીતે ઉઘડયો અને નાદીરે પોતાના દરમ્યાન કેટલાક લડાયક માણસો મસાલો સાથે જોયા. તેઓ સઘળા તેને માનથી નમ્યા અને સુલતાના શકીનો એક ખત અને વીંટી રજુ કીધી.

નાદીરે તરતજ મહોર ફેંકી અને કાગળ વાંચવા લાગ્યો. તેના ગમગીન અને ઉરકેરાયલા આતુર ચહેરાએ, હિમ્મત અને આશાનું રૂપ લીધું. અને તેના મોઢાપર ખુશાલીના કિરણો સુધ્ધાં જણાવા લાગ્યા.

પ્રિય વાંચનાર, એ કાગળ નીચે મુજબ હતો:-

" પ્યારા પેદર,

સુલતાના કે જેણી હાલ એક ખુની પાંજરનો બોગ થઇ છે, તે તમારી શાગીર્દ સાથ નાઠેલી મહોરદાર છે. અને તેણીનું અસલ નામ તેણીના કહેવા મુજબ દ્રસગીલડા છે, મરતી વખતે પોતાની

આપણી તવારીખ તેણીએ મને કહી સંભળાવી છે, તેણી પસ્તાવા સાથે ગુજરી છે. આશા છે કે તમે અમને માફ કરશો અને ગુન્હાના અજાણથી અમને મેહરબાની કરશો. હું તમારી ગોદમાં દબાવા ઘણી આતુર છું પણ તેમ મારાથી થઈ શકતું નથી. હું દુશ્મનોથી ઘેરાઇ છું અને એક રાજ્યકર્તાની ફરજ મારે માથે છે. મારા મનની મુરાદ એટલીજ છે કે તમે છુટા થઈ સહીસલામત રહો.

પ્યારી દીકરી શહેરા "

તે કાગળમાં આટલાજ શબ્દો લખેલા હતા, અને તેથી આ અધુરા કાગળે પંછા નાદીરના ખ્યાલોને ઉશ્કેર્યા. તે ગદગદવા લાગ્યો. " શહેરા મારી દીકરી ! આ ફરેસ્તો મારી શહેરા ! નહિ. મારી દીકરી તો ફરસ્તેઆસ છે ! આમ બનેજ કેમ ? પણ સબુર......શહેરા, એ શહેરા, તું એક આ રીસ ફરેસ્તો છે તને પહેલાંજ જોતાંજ હું ચમકયો હતો. તારી મુર્તી મારી મરહુમ મહેરદારને મળતી હતી. પણ એ શક મેં હાંકી કાઢયો. એક

અરબ છોકરી અને તે પણ વળી એક શાહજાદી તે મારી દીકરી કેમ થઈ શકે ? ”

તે પાછો ગુંચવાડામાં પડી ગયો, અને માથું હાલતો વિચારોમાં ગરક ગયો. તરતજ તે પાછું ગુસ્સાથી બોલી ઉઠયો “ તેણી મારી દીકરી હોય કે નહીં, પણ તેણી એક ફરેસ્તો છે. મારો જાન બચાવનાર તેણીજ છે અને તેણીનો બચાવનાર હુંજ થઈશ ”

આ તેના બોલોથી તે સિપાહો ચકિત થયા પણ ખામોશ રહ્યા. નાદીરની ફરમાસથી તેઓ કેદ ખાનાની બહાર પડયા.

બહારની હવામાં આવતાં નાદીર પાછો હુશીયાર થયો, તેણે સાગરીતોથી પુછયું “ અય બહાદુર જવાનો, હું તમારો આભાર માનું છું. તે જંગલી ઘેરામાંથી ભંડાર લાકડાંમાં મારો જાન બચાવવા જતાં તમારા પ્રમાણેકુ બહાદુર રફીકો નીચે પડયા હશે. પણ હવે તમે શું કરવા માગો છો ? ”

તેઓનો સરદાર માનથી નમ્યો અને બોલ્યો

" અમારી મતલબ ખુશ સમજુ દેશી પ્રજા સાથે મળી તેની લડનારી સંખ્યાને ઉશ્કેરી દુશ્મનો પર બહારથી ધસારો કરવાની છે.

આ સાંભળી નાદીર બોલ્યો " ત્યારે મને પણ તમારો શરીક ગણજો.

તે બહાદુર સિપાહો, એક બહાદુર નરને પોતાનો શરીક થતો સાંભળી ખુશ થયા અને પોતાની મતલબ પાર ઉતારવા તેઓ મંડયા.

## પ્રકરણ ૧૯ મું.

### જંગ.

નાદીરના છુટકારા પછી આસરે એક બે દિવસ ગુજરી ગયા હતા.

વખત પણોજ બારીક હતો. મહેલને ખુબ જોરમાં ઘેરવામાં આવ્યો હતો. અને ઘણીક વખતે દરવીશો મહેલના ઘેરાવામાં ઘુસવા પામ્યા હતા. પણ પાછા સુલતાનાના બહાદુર સાથીઓની શમશી

રોથી તેઓને નાસવું પડ્યું હતું. પણ સુલતાન,સુલ-
તાનાના ઘણાક જંગીઓ મરણ પામ્યા હતા. અને
વખત ઘણોજ ખારતી લાગ્યો હતો.

રાત્ર પડવા આવી હતી. અને તો પણ ગઢેલ
પરનો ધસારો ફરંગીશોએ ચાલુજ રાખ્યો હતો.
આવા બારીક વખતે તે બહાદુર સુલતાના ખુદ
બહાર આવી પોતાના સિપાહોને ઉશ્કેરવા લાગી
અને ખુલ્લી શમશેર સાથે પોતે પણ તેઓમાં સા-
મીલ થઇ. તે બહાદુર બાનુની આવી હિમ્મત જોઇ
તે સિપાહો બમણા શુર પર ચડ્યા હતા. અને ફર
ગીશોના ધસારાને પાછા અને પાછા મારી કાઢતા
હતા. પણ આ સઘળું ફોકટ હતું. સુલતાનાની
હાર જણાવા લાગી અને માગ્યું કે, જે વખત
જાયછે. તેમાં ફરંગીશો ફતેહમંદ નીવડતાના.

સવાર પડી, પણ ખુનરેજી ચાલુજ રહી. ફર
ગીશો એક ચોક્કસ નબળા ભાગમાંથી અંદર ધસી
આવ્યા. એક ઝબરી જુંગેશ ચાલી અને તેમાં ખુદ
શહેરા ગર્દાન્ન દિલાવરી દેખાડવામાં પાછળ હઠતી
ન હતી. ફરંગીશોને પાછા મારી કાઢવામાં આવ્યા

[પણ આથી કાંઇ સુલતાનાની ફતેહ સાબીત થઇ ન હતી. તે જંગલી દરવીશો ઝનુનમાં પાછો ધસારો લાવવાની તૈયારી કરતા હતા. અને તદન ખાત્રી જેવું લાગતું હતું કે, આ વખતે જરૂર તેઓ ફતે હમંદ નીવડી સુલતાનાને શીકસ્તની નામોશીમાં ગી રફતાર કરનાર હતા.

પણ સુલતાનાનો સિતારો હજી રોશન હતો. અલ્લાહે તેણીને યારી આપી.

ઓહો એક તે દરવીશો પેલો ધસારો લાવતા અટકી પડયા અને તેઓની કતારોમાં ખળભળાટ ફેલાઇ ગયો. અજાણ્યા પણ જાણીતા લશ્કરના ધસારાથી દરવીશો ગભરાટમાં પડી ગયા હતા. આ બનેલું લશ્કર વખતસર કેમ અને કયાંથી આવ્યું તે વાંચનારને રોશન હશે. પણ સુલતાની લશ્કરની ખુશાલીનો પાર ન હતો, અને ખુદ સુલતાનાની સરદારી હેઠળ ગહેલની દિવાલોના તે બહાર પડયું.

ત્રણે તરફના મારથી તે બહાદુર પણ જંગલી દરવીશો ગભરાઇ ગયા અને તેઓએ નાસવા માંડયું.

ખુનરેજી શરૂ થઈ મોટી સંખ્યામાં દરવીશો રહેં-સાઇ ગયા.

દરવીશ લશ્કર લગભગ તારાજ થઇ ગયું હતું, અને તેથી સામા પક્ષવાળાઓ ફતેહ સાથે મહેલની દિવાલો ભણી પાછા વળતા હતા. અહીંના આ અજાણ્યા લશ્કરના સિપેહ સાલારો મગરૂરી સાથે એક બીજાને મળ્યા—તેઓ કોઈજ ન હતા પણ નાદીર અને હાફીઝ હતો.

પણ તેઓની ખુશાલી થોડીજ વારની હતી. એક કમકમાટ ભર્યો વિચારે તેઓમાં ઘર કીધું અને તેથી તેઓ ગમમાં ગિરફતાર થયા. તેઓની ફિકરનું કારણ એ હતું કે, જોકે ફતેહ પુરે પુરી થઈ હતી, છતાં સુલતાના અને ઉસમાનનો પતો ન હતો !

તે બહાદૂરો પાછા સજ થયા અને કેટલાક સાથીઓ સાથે પાછા મેદાનમાં પોતાના ઘોડા ઝંપ-લાવ્યા. પણ તેઓને વહિદનો પતો ન હતો તેઓ બમણી બહાદુરી અને હિંમતથી ખોળ કરવા લાગ્યા, પણ તેઓના નસીબમાં નીરાશાજ લખેલી હતી.

પણ હમણાં એક અદ્દભુત બનાવ બન્યો, એક દિશામાંથી થોડાક ઘોડેસ્વારો તેઓ તરફ ધસી આવતા હોય તેમ જણાયું. ધુળની વાદળી વીખરાઈ જતાં તે ટોળીની મોખરે તેઓએ ઉસમાનને જોયો. પણ તેના હાથમાં કોણ હતું—સુલતાના શહેરા !

હા તેણી મુડદું થઇ પડી હતી. તેણીનું બદન જખમોથી ફુંદાઇ ગયું હતું. અને તેણીમાં જીવ જેવું કશું બાકી ન રહ્યું હતું, તેણીની આવી માઠી હાલત કેમ થઇ તેની આપણે તપાસ લઇએ.

તે ખુનખાર જંગ દરમ્યાન સુલતાના શહેરા એકાએક ઉસમાનની નજરે પડી. તેણી પોતાના સાથીઓ સાથે ભારે દીલાવરીથી લડતી હતી. આ નાની પણ ફતેહમંદ ટોળકી હવે દરવીશોની પુંઠે લાગી અને આમાં ઉસમાન પણ પોતાના સાથીઓ સાથે સામેલ રહ્યો.

દરવીશોની પીઠ પકડતા તેઓ હવે એક જ-મીન આગળ આવ્યા કે, જે ટેકરાઓથી ઘેરાયેલી હતી. જેવા તેઓ એ વિસ્તારમાં પેઠા કે, તેઓ પર

ચારે તરફ બરછીઓ ઉડવા લાગી, સબબ કે, તે ટેકરાઓ પર દરવીશો નાશીને આવ્યા હતા. ગામધો ઘણો વીકટ હતો, પણ એક બહાદુર પુરૂષની જીંદગીનો પણ ત્યાં ભરોસો નહતો.

ચહેરા એક કાતેલ બરછીનો ભોગ થઇ પડી અને ઘોડા પરથી તેણી નીચે પડી ગઇ. ઉસગાને સમય સુચકતા વાપરી તરતજ જમીન પર કુદયો અને તેણીને ઉચકી પોતાના ઘોડા પર લીધી, આ સમયે વખત સુલતાની સિપાહો પોતાની માનીતી સુલતાનાની સલામતી ખાતર ચો તરફથી બચાવ કરવા પડયા હતા. પણ અફસોસ તેઓની આ બધી ફીદાગરી ધુળ મળવાની હતી!

હવે સઘળા પેલી જોખમ ભરી જગ્યા તજી ગયા કે જેમ તેઓ મહા મુશ્કેલીથી કરી શકયા. આ કોશીશ દરમ્યાન સુલતાની સિપાહોની ભારે ખુવારી થઇ.

જેવા તેઓ આગળ વધ્યા કે, તેઓ નાદીર અને ફાઝીલની નજરે પડયા, કે જે આપણે વાંચી આવ્યા છીએ.

આ મામલો જોઈ બંધા પણાજ દીલગીર થયા, અને નાયબ નાદીર જોકે તે એક બહાદુર નર હવો તો પણ પોતાની દીકરી તરફના પ્યારે તેના જીગ-રમાં ઘણીજ અસર કરી. તેણીને એકદમ મહેલમાં લઇ જવામાં આવી. તેણીમાં જીવ જેવું કશું હતુંજ નહીં બધાને જણાયું કે, મોતે પોતાનો ઠંડો હાથ તેણી પર મુકયો હતો! તો પણ હકીમને બોલાવવા માં આવ્યો, અને બધાની ખુશાલી તેમજ ઈશ્કેરશી વચ્ચે તેણે કહ્યું કે, હજી તેણીમાં જીંદગી હતી. તે-ણીને હુજરંગના હાથે તરતજ મલમ પટો કરવામાં આવ્યો, અને ત્યારેજ તેણી પાછી બધાની જીજ્ઞાસા વચ્ચે દમ લેવા લાગી.

હવે આપણે સુલતાનાની તપાસ લઇએ. દર-વીશોનો નાશ થવાથી હવે સલતનત સામે બીજો કોઇ દુશ્મન ન હતો. બહાદુર પણ સમજ્યુ દુશ્મનો નાદરની હિસાબરી તેમજ મોટા હાલની રાજવંત-ચુકાથી રાજના દોસ્ત થયા અને સલતનતમાં આ-બાદી અને સલાહ સંપ ફેલાયો.

*  *  *  *

મહિનાઓ બગડી ગયા.

પાછા આપણે પેલા બે વ્હાલાઓને તેજ મોટા બુદ્ધના ઝાડ નીચે પુષ્પ ગોતેગોમાં પડેલા જોઇએ છીએ. તે તેજ ઝાડ હતું કે, જેના છાંયડા હેઠળ તેઓ સદા માટે જુદાં પડયાં હતાં. અને તે તેજ ઝાડ હતું કે, જ્યાં તેઓ હંમેશ માટે એકઠાં થયાં હતાં.

આ સઘળો ખેલ નસીબના ચક્રને માત્ર આભારી હતો.



# ગુલઝાર ઓફીસમાં મળતી દીની કીતાબો.

| | |
|---|---|
| હદીયતુલ મુસ્લેમીન. | ૦-૫-૦ |
| તારીખુલ ખુલફા. | ૦-૮-૦ |
| તજકેરતુલ અંબીયા. | ૦-૮-૦ |
| દોલતે બેઝવાલ. | ૦-૮-૦ |
| સુરતુન નુરની તહરીર. | ૧-૦-૦ |
| હયાતે જાવેદાની. | ૦-૮-૦ |
| જવાહીર હીંદી. | ૦-૫-૦ |
| તોહફતુલ મુશતાક. | ૦-૨-૦ |
| મજમુએ હુનર મસાએલ. | ૦-૪-૦ |
| તોહફતુલ બરકાત. | ૦-૪-૦ |
| ગુલીસ્તાને ખ્વાબ. | ૦-૪-૦ |
| ઝીક્રશ શહાદતેન. | ૦-૫-૦ |
| ફુજુબુલ ઇસલામ. | ૦-૧-૬ |
| દરીયાયે ગમ. | ૦-૩-૦ |
| દોઆએ મંજુમઆત. | ૦-૧-૬ |

પોસ્ટેજ દરેકનું જુદું.

ગુલઝાર ઓફીસ-અમરેલી.